પ્રકાશન નં:૪૧

# ફિત્નાઓ અને કયામત

સંપાદક
મુફતી ઈસ્માઈલ મૂસા અદા સારોદી સાહેબ
ઉસ્તાદે હદીષ – જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર

પ્રકાશક
મવ.મુફતી અહમદ દેવલ્વી (દા.બ.)
જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર
મુ.પો. જંબુસર, જિ.ભરૂચ, ગુજરાત,
પીન:૩૯૨૧૫૦, ૨૨૦૭૮૬–૨૨૦૨૮૬ ફેકસ: ૨૨૨૬૭૭
*Email: jamiahjambusar@gmail.com, jamia@sify.com*

# અનુક્રમણિકા

*બિસ્મિહી તઆલા*

# પ્રકાશકીય

الحمدلله و كفى و سلام على عباده اللذين اصطفى

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) વિષે કુર્આન શરીફમાં અલ્લાહ તઆલા ફરમાવે છે : ''અમે સમસ્ત દુનિયાવાળાઓ સારૂ તમને રહમત બનાવી મોકલ્યા છે.''

એટલે કે ઉમ્મત માટે રહમત દયા–કૃપા હેતને લગતી જે બાબતો હોય, જે કાર્યો હોય, તે સઘળા કાર્યો આપે અંજામ આપવા રહ્યા.

એટલે જ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાનું અને ઉમ્મતનું ઉદાહરણ આપતાં ફરમાવ્યું કેઃ મારું અને તમારું ઉદાહરણ એક એવા માણસની જેમ છે, જે સળગતી આગમાં હોમાતા પંતગિયાઓને પકડી પકડી તેમાં પડવાથી બચાવવા માંગતો હોય, હું તમને પકડી પકડી જહન્નમની આગથી બચાવવા માંગુ છું, પરંતુ તમે મારા થી પણ આગળ વધી એ આગમાં કુદવા માંગો છો. *(મિશ્કાતઃ૨૮)*

ઉમ્મત વિશે આપની આ હમદર્દી નું જ પરિણામ હતું કે આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ઉમ્મતને એવું માર્ગદર્શન આપ્યું, જે કયામત સુધી ઉમ્મતને કામ આવે, હદીષના શબ્દોમાં કહીએ તો જો આપના એ માર્ગદર્શનને અનુસરી લેવામાં આવે તો ગુમરાહ થવાની શકયતા જ નથી.

ઉમ્મતને આપે આપેલ માર્ગદર્શનનો એક ભાગ તે ભવિષ્યવાણીઓ પણ છે જે કયામત પૂર્વેના ફિત્નાઓ વિશે આપે દર્શાવી છે, જેમાં વિવિધ ગુનાહો–બદીઓ અત્યાચારો વગેરે પ્રસરવાનો ઉલ્લેખ છે, પૂર્વેથી જ આવા ફિત્નાઓની ચેતવણી દર્શાવી દેવાનો આપનો આશય પણ સ્પષ્ટ છે કે સમય આવ્યે ઉમ્મત એ ફિત્નાઓથી ચેતી જાય, એનાથી દૂર રહે;

આવા ફિત્નાઓ વિશેની વધુ પડતી રિવાયતો વર્ણવનાર સહાબી હઝરત હુઝયફહ રદિ. ફરમાવે છે કે અન્ય લોકોથી વિપરીત હું આપ સલ્લલાહુ અલયહિ વ સલ્લમને બુરાઈઓ વિશે પુછયા કરતો જેથી એનાથી બચી શકાય.

આમ ફિત્નાઓ વિશે પહેલેથી જ ચેતવણી આપી દેવી એ નબીએ કરીમ સલ્લલાહુ અલયહિ વ સલ્લમનું ઉમ્મત પર એક મોટું એહસાન છે.

નબીએ કરીમ સલ્લલાહુ અલયહિ વ સલ્લમનું આ એહસાન ત્યારે બમણુ થઈ જાય છે, જયારે આપણે જોઈએ છીએ કે આપ સલ્લલાહુ અલયહિ વ સલ્લમએ ફિત્નાઓની ઓળખ સ્પષ્ટતા આપવાની સાથે એનાથી બચવાની રીતો અને એવા કપરા સમયે અનુસરવાની જીવનસરણી પણ બતાવી દીધી છે.

હદીષ શરીફમાં છે કે એકવાર નબીએ કરીમ સલ્લલાહુ અલયહિ વ સલ્લમે એક વિશેષ પ્રકારના ફિત્નાનો ઉલ્લેખ કર્યો તો એક સહાબી રદિ. એ પુછયું કે જો મારા જોતાં જ આવો કાળ આવી જાય તો મારે શું કરવું ? તો આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું : મુસલમાનોની બહુમતી જે તરફ હોય એ તરફ રહી એમના ઈમામ–સરદારને સાથ આપો. તે સહાબીએ અરજ કરી કે જો મુસલમાનોની આવી કોઈ બહુમતી ન હોય અને ન કોઈ સાચા સરદાર–ઈમામ હોય તો પછી હું શું કરૂ ? તો આપે ફરમાવ્યું : તો પછી તમે દરેક પાર્ટી સમુહથી અળગા થઈ જાઓ.

*(જામેઉલ ઉસૂલ,૧૦/૪૫)*

બીજી એક હદીષમાં છે કે તમાશા અને શોખ ખાતર પણ આવા ફિત્નાઓ તરફ ધ્યાન આપો નહિં, તેને જુઓ નહિં, કારણકે ફિત્નાની ભયંકરતા એટલી તીવ્ર હશે કે જે એના તરફ ડોકિયું કરશે તેને પણ પોતાનામાં સમાવી લેશે.

મુસ્લિમ શરીફની એક હદીષમાં છે કે આવા સમયે ફિત્નાથી અલગ થઈ ઈબાદતમાં મશગૂલ થવાનો સવાબ મારી પાસે હિજરત કરી આવવા સમાન છે. *(૨/૪૦૬)*

સારાંશ એ કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ વિવિધ ફિત્નાઓની ઓળખ અને તેનાથી બચવાની રીતો (બંનેવ વસ્તુઓ) ઉમ્મતના ફાયદા માટે પહેલેથી જ દર્શાવી દીધી છે.

જેના ઉપર અમે બતાવ્યું કે ફિત્નાઓની પહેલેથી ચેતવણી એ ફિત્નાઓથી બચવાના આશયે જ આપવામાં આવી છે, પરંતુ ઘણાં લોકો ફિત્નાઓની હદીષો વાંચી–સાંભળી નિરાશાના શિકાર થઈ જાય છે, કરવાના કામો છોડી દે છે, તેમનાથી શકય સુધારણા અને ઝિમ્મેદરીઓનો

પણ અંજામ નથી આપતા, જેનું ગંભીર પરિણામ પાછળથી ભોગવવું પડે છે.

માટે શકય છે કે પોતાનું દીની કાર્ય જારી રાખવાની સાથે ફિત્નાઓથી માહિતગાર થઈ ફિત્નાઓથી બચવાનો પ્રયત્ન કરવામાં આવે. વર્તમાન સમયમાં આવશ્યકતા છે દરેક મુસલમાન આવા ફિત્નાઓથી માહિતગાર રહે, અને એના એક ઉપાય રૂપે આવશ્યક છે કે આવા ફિત્નાઓની માહિતી આપતી સામગ્રી દરેક મુસલમાનના ઘરમાં પણ હોય.

ફિત્નાઓની ઓળખ રૂપે આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ના પ્રવિત્ર કથને હદીષોનો એક અનોખો સંગ્રહ મવ. મુહંમદ ઈમરાન અશ્રફ ઉસ્માની (ઝી.મ.) એ ઉર્દૂમાં સંપાદિત કર્યો છે, જામિઅહના માનવંત ઉસ્તાદે હદીષ મવ. મુફતી ઈસ્માઈલ અદા સાહેબે એને ગુજરાતીમાં અનુવાદ કરી ગુર્જર મુસ્લિમો પર મોટું એહસાન કર્યુ છે. જામિઅહનો પ્રકાશન વિભાગ એને પ્રકાશિત કરવાનું સદ્દભાગ્ય પ્રાપ્ત કરી રહ્યો છે, ઈન્શા અલ્લાહ એના થકી હવે ગુજરાતી જાણનારા મુસલમાન ભાઈઓ પણ લાભ ઉઠાવી શકશે.

પ્રસ્તુત કિતાબની પ્રથમ આવૃત્તિ માર્ચ ઈ.સ. ૨૦૦૪માં ૧૦૦૦ પ્રત સાથે જામિઅહના પ્રકાશન વિભાગે બહાર પાડી હતી જે ટુંક સમયમાં જ પૂરી થઈ ગઈ અને લોકોની વધુ માંગને અનુસરી બીજીવાર ફેબ્રુ ઈ.સ. ૨૦૦૫માં ૧૨૫૦ પ્રત સાથે જામિઅહના પ્રકાશન વિભાગે બહાર પાડી સઆદત પ્રાપ્ત કરી હતી તે પણ ટુંક સમયમાં જ પૂરી થઈ ગઈ. મજકૂર કિતાબમાં કયામતની અમૂક મહત્વની નિશાનીઓનો ઉલ્લેખ ન હતો, ત્રીજી આવૃત્તિ ઓગસ્ટ ૨૦૦૭ પ્રત ૧૦૦૦ વખતે મહત્વની નિશાનીઓ હદીષની મોઅતબર કિતાબોના હવાલા સાથે નવેસરથી સંપાદન કરી મવ. ઈસ્માઈલ સારોદી સાહેબે જ ઉકત ઉણપને પુરી કરી આપેલ છે. મારા ખ્યાલ મુજબ કયામતને સંબોધિત બધી નાની–મોટી નિશાનીઓ, કોઈ સંક્ષિપ્ત રીતે તો કોઈ વિગતવાર, આવરી લેવામાં આવેલ છે. જે ફિત્નાઓથી બચનાર માટે પરિપૂર્ણતાની ગરજ પુરી કરશે. ઈન્શા અલ્લાહુ તઆલા. અત્યારે જામિઅહનો પ્રકાશન વિભાગ ચોથી આવૃતિ ઓકટોબર ઈ.સ. ૨૦૧૦, ૧૦૦૦ પ્રત સાથે ગુર્જર મુસ્લિમોની સેવામાં રજૂ કરવાની સઆદત પ્રાપ્ત કરી રહયો છે. અલ્લાહ તઆલ અમલની તૌફીક અતા ફરમાવે અને કબૂલ ફરમાવે. (આમીન)

*નોટઃ– ઈમામ મહદી (અલૈ.) વિષે પણ સહીહ હદીષોની કિતાબોના હવાલા સાથે અને મોઅતબર ઉલમાની કિતાબોમાંથી ભરોષાપાત્ર વિગતો એકત્રિત કરેલ છે. જો કે આજ કાલ હઝ. ઈમામ મહદી (અલૈ.) વિશે ઘણી ભ્રામકતાઓ ફેલાવવામાં આવે છે, માટે યાદ રાખવું ઘટે કે ઈમામ મહદી અલૈ.ના આવવા વિશે કોઈ શંકા નથી, પરંતુ તે માટેનો નકકી સમય (દિવસ, મહીના, વાર કે વરસની ચોખવટ સાથે) હદીસ શરીફમાં કયાંય વર્ણવવામાં આવ્યો નથી. અમૂક બુઝુર્ગોના કથનો કે અંદાઝાઓને લોકો વધુ પડતું મહત્વ આપી વધુ ભ્રામકતાઓ પ્રસરાવી રહયા છે, જે અત્યંત નુકસાન કારક છે. આપણું કામ દીન પર અમલ અને દીનની તબ્લીગ– પ્રચાર– પ્રસાર છે, ઈમામ મહદી (અલૈ.)ની રાહ જોઈ બેસી રહેવું નથી, લોકો આજે ઝાહેરી રીતે ઈસ્લામની પડતી જોઈ પોતાને અશકત સમજી કંઈ કરવાના બદલે ઈમામ મહદી (અલૈ.)ની રાહ જોઈ બેસી રહી ઈચ્છે છે કે ઈમામ મહદી (અલૈ.) આવીને કંઈ કરે.!*

———————————————

આ ટાણે હું ફરીવાર સંપાદક મવ. મુફતી ઈસ્માઈલ અદા સારોદી સાહેબનો ખૂબ શુક્ર ગુઝાર છું કે તેમણે તેમની વિવિધ પ્રવૃતિઓમાંથી સમય ફાળવી સંપાદન કાર્ય અંજામ આપ્યું, અલ્લાહ એમને બંનેવ જહાનોમાં શ્રેષ્ઠ બદલો આપે એમની દરેક પ્રકારની સેવાઓ કબૂલ ફરમાવે. અને આખિરતમાં નજાતનો ઝરિયો બનાવે. આમીન.

લી.
મુફતી અહમદ દેવલ્વી
જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર
૧, ઝૂ કઅદહ ૧૪૩૧ હિજરી
૧૦, ૧૦, ૨૦૧૦



# પ્રસ્તુત કિતાબમાં વર્ણયેલ હદીષોની આવશ્યકતા

الحمد لله رب العا لمين ؛ والصلو ة والسلام علٰى رسوله الكريم ؛
وعلى آله واصحابه اجمعين؛

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ આપણને જીવનના દરેક ક્ષેત્રમાં પોતાનું નૂરાની માર્ગદર્શન આપ્યું છે એવી જ રીતે ઉમ્મતને આવનાર ફિત્નાઓથી પણ ખબરદાર કર્યા અને એવા ફિત્નાઓના સમયે પણ સત્ય માર્ગદર્શન આપ્યું છે, એથી જ હદીષની કિતાબોમાં નિશ્ચિત પ્રકરણો હોય છે તેમાં એવી હદીષો એકત્રિત કરેલ હોય છે જેમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ થવાવાળા ફિત્નાઓની ખબર આપેલ છે અગર તેમાં ફિત્નાઓના સમયે મુસલમાનોને સત્ય માર્ગદર્શન આપેલ છે, હદીષની કિતાબોમાં ''કિતાબુલ ફિતન'' અથવા ''અબ્વાબુલ ફિતન'' નામના પ્રકરણ હોય છે.

ફિત્નાયુકત આજના આ યુગમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) ના ઉકત ફરમાનો અને આદેશોને પઢવાથી અનેક પ્રકારના ફાયદાઓ થાય છે; પ્રથમ : મજકૂર હદીષો, એ કારણે ઈમાનવર્ધક છે કે તેને પઢવાથી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) ની શાને રિસાલત પર ઈમાન વધુ મજબુત થઈ જાય છે; કારણ કે આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ તે હદીષોમાં આવનાર યુગ વિષે એવી વાતો બતાવેલ છે કે આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ના યુગમાં તેવી વાતો સામાન્ય મનુષ્યની વિચારસરણીમાં આવી શકે તેમ ન હતી, જયારે વર્તમાન યુગની હાલત જોઈએ તો તે વાતો એટલી અક્ષરશ પુરવાર થઈ રહી છે કે એક સામાન્ય બુધ્ધિ ધરાવતા માણસે પણ એ માનવું પડે કે આ પ્રકારની ભવિષ્યવાણીઓ વહીયેઈલાહીના માર્ગદર્શન વિના સામાન્ય મનુષ્ય આપી શકતો નથી;

બીજુઃ આ પ્રકારની રિવાયતોથી એ જાણવા મળે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ પોતાની ઉમ્મત માટે કયા પ્રકારની હાલતોને પસંદ નથી ફરમાવી.

ત્રીજુઃ આ પ્રકારની હદીષોથી એ જાણવા મળે છે કે આવા ફિત્નાઓના યુગમાં એક મુસલમાને પોતાના દીન અને પોતાની આખિરતની સુરક્ષા માટે કઈ પધ્ધતિ અપનાવવી જોઈએ ?

આપણે જે ફિત્નાઓના સમયથી પસાર થઈ રહ્યા છીએ તેમાં દરેક સવાર, એક નવો ફિત્નો લઈ ઉદય થાય છે એવા સમયે આપણાં માટે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ના માર્ગદર્શનો જ માત્ર એક છુટકારાનું કારણ છે; જેથી દરેક મુસલમાનને ખબર હોવી જોઈએ કે તે નબ્વી આદેશો અને માર્ગદર્શનો શું છે ?

(જસ્ટિસ હઝરત મવલાના મુફતી મુહંમદ તકી ઉસ્માની સા.મ.ઝિ.)

*(ફિત્નોકા ઉરૂજ ઔર આશારે કિયામત)*

બિસ્મિહી તઆલા

# સંપાદકના બે બોલ

الحمد لله رب العا لمين ؛ و الصلو ة و السلام علٰى رسوله الكريم ؛

ઈસ્લામી બુનિયાદી માન્યતાઓમાંથી એક માન્યતા એ છે કે મૃત્યુ પછી ફરીવાર અલ્લાહ પાક સજીવન કરશે, અને તે જીવન કદાપી ખતમ થશે નહિં, ત્યાંની રાહતો અને તકલીફો કાયમી હશે, ઘણાં લોકો મૃત્યુ પછી સજીવન થવાને માનતા નથી અલ્લાહ તઆલા ફરમાવે છે :

જે લોકો કાફિર છે તેઓ દા'વો કરે છે કે તેઓને કદી પણ ફરી સજીવન કરવામાં આવશે નહિં, (હે નબી સલ.) આપ ફરમાવી દો કે, નહિં કેમ, મારા પરવરદિગારના સોગંદ ! તમે જરૂર સજીવન કરવામાં આવશો. પછી જે કંઈ તમે કર્યુ છે તે તમને બતાવી શિક્ષા આપવામાં આવશે અને એ સજીવન કરવું અલ્લાહપાક માટે બહુ સહેલું છે. *(સૂરએ તગાબુન : ૭)*

કુર્આન શરીફની ઉકત આયતમાં હઝરત મુહમ્મદ સલ.ને અલ્લાહે આદેશ આપ્યો છે કે હે નબી સલ. આપ ફરમાવી દો કે, નહિં કેમ, મારા પરવરદિગારના સોગંદ ! "તમે જરૂર સજીવન કરવામાં આવશો" તે (સજીવન કરવાનો)સમય દુનિયાના નાશ થયા પછી છે. દુનિયાના સઘળા માનવીઓ આ વાતે એકમત છે કે સર્વેને મૃત્યુની મઝા ચાખવી જ પડશે, ઈસ્લામ આકાશીય અને સર્વ સૃષ્ટિના સર્જનહારે નક્કી કરેલ સિધ્ધાંતોને આધારિત હોય, સર્વ સૃષ્ટિના વિનાશને માને છે સૃષ્ટિના સર્જનહારે અમૂક (મર્યાદિત) સમય પછી સૃષ્ટિના નાશ કરવાનો આદેશ નક્કી કર્યો હોય તો પછી માનવીઓ કેવી રીતે ઈનકાર કરી શકે ? એ સૃષ્ટિના નાશ થવાને, જગતપ્રલયને કુર્આને કિયામતના શબ્દ વડે ઓળખાવેલ છે.

અલ્લાહે હઝરત મુહમ્મદ સલ. મારફતે સમસ્ત દુનિયાવાળાઓને કિયામત અર્થાત જગત મહાપ્રલય, કયામતની સવિસ્તાર ખબર આપી જે હદીષ અને તફસીરની કિતાબોમાં અલગ– અલગ શિર્ષકો હેઠળ વર્ણાયેલ છે. હઝરત મુહમ્મદ સલ.એ આજથી ચૌદસો વરસ અગાઉ આપેલ ભવિષ્યવાણીઓ પૈકી અનેક બાબતો ભુતકાળમાં બની ચુકેલ છે અને અનેક બાબતો વર્તમાન યુગમાં આપણે આપણી નજર સમક્ષ જોઈ રહ્યા

છીએ, જે હઝરત મુહમ્મદ સલ.ના સાચા નબી હોવાને પુરવાર કરે છે, અને અમૂક નિશાનીઓ જે જાહેર થવાની બાકી રહી ગયેલ છે તે પણ અવશ્ય જાહેર થશે જ.

ઉકત શિર્ષક હેઠળ અનેક ઉર્દૂ કિતાબો લખાયેલ છે, આ વિષયને લગતી "ફિત્નો કા ઉરૂજ ઔર આષારે કિયામત" (સંપાદક : મવ. મુહંમદ ઈમરાન અશ્રફ ઉસ્માની (ઝી.મ.)) નામી એક કિતાબનો ગુજરાતી અનૂવાદ "ફિતનાઓ અને કયામત"ના નામે કિતાબની પહેલી આવૃતિ જામિઅહના પ્રકાશન વિભાગે ૨૦૦૪માં બહાર પાડી હતી, પરંતુ તેમાં કયામતની અમૂક મહત્વની નિશાનીઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો ન હતો ઉપરાંત એક રિવાયતને અનેકવાર વર્ણન કરવામાં આવેલ હતી જેથી બીજી અને ત્રીજી આવૃત્તિ વખતે મજકૂર કિતાબમાં મહત્વની નિશાનીઓ (સિહાહ સિત્તહ) હદીષની ભરોષા પાત્ર કિતાબોમાંથી હવાલા સહિત વર્ણન કરવામાં આવેલ છે, અને ઉર્દુ કિતાબમાં વારંવાર વર્ણન થયેલ રિવાયતોને એકવાર નકલ કરેલ છે, વિષયને લગતી અનેક કિતાબોને નજર સમક્ષ રાખી ભરોષા પાત્ર બાબતોનો વધારો કરી ત્રીજા સંપાદનના રૂપમાં રજૂ કરી હતી જે પૂરી થતાં અત્યારે ચોથી આવૃતિ ઓકટોબર – ૨૦૧૦ માં જામિઅહનો પ્રકાશન વિભાગ આપની સેવામાં રજૂ કરવાની સઆદત પ્રાપ્ત કરી રહયો છે.

છેવટે જામિઅહના મોહતમિમ હઝરત મવ. મુફતી અહમદ સા. દેવલ્વી(દા.બ.)નો શુક્ર ગુઝાર છું કે મજકૂર કિતાબની મુસ્લિમ ભાઈઓની વધતી જતી માંગને લક્ષમાં રાખી ફરીવાર પ્રગટ કરવાનો આદેશ આપ્યો અને પ્રકાશનનું સર્વકામ પણ આપના આદેશથી અગાઉના જેમ પાર પડયું અલ્લાહ પાક આપની ઉમરમાં બરકત અતા ફરમાવે અને આપના તથા મારા વાલિદૈન તથા ઉસ્તાદો માટે આ સંપાદનને આખિરતમાં નજાતનો જરીયો બનાવે. આમીન.

લી.

ઈસ્માઈલ મુસા અદા સારોદી

ખાદિમ જામિઅહ ઉલૂમુલ કુર્આન જંબુસર

તા. ૧ જિલ્કઅદહ ૧૪૩૧, ૧૦ ઓકટોબર ૨૦૧૦

*બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.*

# ફિત્નાઓના ઉભરવા અને કયામત વિષે હદીષો

الحمد لله رب العا لمين ـو الصلو ة و السلام على سيد المرسلين

નુબુવ્વતનો સુર્ય આથમતાની સાથે ઈસ્લામી જગત ઉપર હજારો સમસ્યાઓના પર્વતો તૂટી પડયા, વિનાશક ઘટનાઓની આંધીઓ ફુંકાઈ, ફિત્નાઓની વર્ષા વરસી, આંતરિક લડાઈઓ અને પક્ષપાતિ વલણ તેમજ સાંપ્રદાયિકતા જાહેર થવા લાગી, વિશેષપણે હિજરી સનના હજાર વરસ પસાર થયા પછી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ની ભવિષ્યવાણી મુજબ જાણે કે ફિત્નાઓની હારમાળા સર્જાય ગઈ, દરેક સવાર એક નવા ફિત્ના સાથે પ્રગટ થઈ અને દરેક રાત્રી એક નવો અંધકાર એવો લાવી જે ગત રાત્રીના અંધકાર કરતાં અતિશય બિહામણી બની રહેતી અને અત્યારે જે વર્તમાન પરિબળો છે તે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ની તે ભવિષ્યવાણીને સત્ય સાબિત કરે છે જેમાં આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) ફરમાવે છે :

"નિશંક હું એવા ફિત્નાઓ નિહાળી રહ્યો છું જે તમારા ઘરો પર વરસાદના જેમ વરસવા લાગશે." *(મુસ્લિમ : ૨/૩૮૯)*

જાણે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)આ ફિત્નાઓથી ભરપૂર અને સમસ્યાઓમાં સપડાયેલ વર્તમાન યુગને પોતાની દ્રષ્ટિઓ વડે પોતે જ નિહાળી રહ્યા હોય જેમા સઘળા મુસલમાનો માંહોમાહે ઝૂલ્મ, દુરાચાર, કતલ, આંતરિક ઝઘડાઓ, પક્ષપાતિવલણ, સાંપ્રદાયિકતામાં પરોવાયેલા છે, જયારે તેઓના વિરૂધમાં બિનમુસ્લિમો, યહૂદીઓ, ઈસાઈઓ, અને મૂર્તિ પૂજકો દુશ્મનીમાં સંમત થઈ ચુકયા છે, આ ટાણે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ની તે ભવિષ્યવાણી પણ સાચી પડે છે જેમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) બયાન ફરમાવે છે :

"એ (સમય)નજીક છે તમારી દુશ્મની અને વિરૂધમાં વિવિધ પ્રદેશો ની જનતા એ રીતે એકત્રિત અને સંમત થઈ જશે જેમકે ખાનારા લોકો ખાવા માટે કોઈ દસ્તરખાન તરફ દોડી જાય છે, આપ (સલ્લલ્લાહુ

અલયહી વસલ્લમ) ને સવાલ કરવામાં આવ્યો કે શું એમ અમારી સંખ્યા ઓછી હોવાને કારણે બનશે ? આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ જવાબ આપ્યો કે નહીં; બલ્કે તમે (સંખ્યાની દ્રષ્ટિએ) વધારે હશો પરંતુ (શકિતની દ્રષ્ટિએ) સમુદ્રના ફિણના જેમ હશો, અને તમારા દુશ્મનોના દિલોમાંથી તમારી ધાક ઉઠાવી લેવામાં આવશે, અને તમારા દિલોમાં વહન નાંખી દેવામાં આવશે, ત્યારે આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ને સવાલ કરવામાં આવ્યો કે અલ્લાહના રસૂલ ! વહન શું છે? આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ જવાબ આપ્યો તમે દુનિયા સાથે મહોબ્બત અને મૌતથી નફરત કરવા માંડશો.''

*(અબુ દાઉદ : ૨/૫૯૦)*

અત્યારે વાસ્તવિકતા એ છે કે આપણી સંખ્યા ઘણી જ છે, પરંતુ આપણાં માહોમાહેના મતભેદો અને ફિર્કાબંદીના કારણે આપણાં દિલો કમઝોર થઈ ચુકયાં છે અને આપણાં શત્રુઓના દિલો આપણાં વિરૂધમાં પ્રબળ બની ચુકયાં છે જેને લઈ આજે આપણે આપણાં શત્રુઓની સંપૂર્ણ ભિસમાં છીએ.

આ રીતની આફતો અને ફિત્નાઓની ઓળખ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ આજથી સવા ચૌદસો વરસ પહેલાં આપી દીધી હતી અને સાથે સાથે તેના કારણો પણ બતાવી આપ્યા હતા અને તેનાથી બચવાના ઉપાયો પણ બતાવી દીધા હતા, પરંતુ કાશ ! કે આપણે તેને ધ્યાનમાં લેતો ! અને તેનુ અનુકરણ કરતે ! તો કદાચ છુટકારાનો માર્ગ મેળવી લેતે ! એવી જ રીતે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ કયામતની નિશાનીઓ વર્ણન કરી છે જેથી આપણને એ ખબર પડે કે આપણે કયામતથી કેટલા વેગળા છીએ, પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે કયામત કયારે આવશે ? એનો જવાબ તો આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ પણ આપ્યો નથી, બલ્કે જયારે આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) ને એ પ્રશ્ન કરવામાં આવ્યો ત્યારે આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ જવાબ આપ્યો "જે (કયામત) બાબત જેને પૂછવામાં આવ્યું છે તે પૂછનાર કરતાં વધારે જાણતો નથી.''

પરંતુ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ઉમ્મતના હિત

અને ભલાઈની લાલચમાં કાંઈક એવી નિશાનીઓ બતાવી આપી, જેમકે કોઈ માર્ગની જાહેર નિશાનીઓ હોય છે, જે ચોક્કસ સ્થાનનું ઠેકાણુ બતાવી આપે છે, એવી જ રીતે કયામતની નિશાનીઓ બતાવી આપી; આજે આપણે જો તે નિશાનીઓને નિહાળીએ તો આપણને ખબર પડી જાય કે હવે આપણા સફરનો અંત આવી ચુકયો છે.

ઘણાં મુહદ્દિષીને તે નિશાનીઓનું વર્ણન પોતાની કિતાબોમાં કરેલ છે, જેથી ગાફિલ લોકો પોતાની ગફલતની નિંદ્રામાંથી ઉઠી જાય અને ભિતરની આંખો ધરાવતા લોકો તે પર મનન કરે અને વર્તમાન યુગમાં જયારે ફિત્નાઓનો વરસાદ વરસી રહ્યો છે, આફતો અને વિનાશક ઘટનાઓના વંટોળિયા ફુંકાય રહ્યા છે અને તેણે દરેક ખાસ–આમને પોતાના વંટોળમાં લઈ લીધા છે જેમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) નું ફરમાન અમલીસ્વરૂપ ધારણ કરી સામે આવી ચુકેલ છે જે વિષે આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ફરમાવ્યું : ''ઈસ્લામ બીજીવાર અપરિચિત હાલતમાં થઈ જશે જેમકે (ઈસ્લામના) ઉદયના કાળે અપરિચિત હતો.''

*(મિશ્કાત : ૧/૨૯)*

તાકીદે એ વાતની જરૂરત છે કે તે હદીષોને પ્રગટ કરવામાં આવે જેમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ કયામતની નિશાનીઓ અને તેના કારણોનું વર્ણન કર્યુ છે અને તે ફિત્નાઓથી બચવાનો માર્ગ બતાવ્યો છે એ હેતુસર તે હદીષોનું વર્ણન કરવામાં આવે છે જે ફિત્નાઓ અને કયામતની નિશાનીઓ સંબંધિત છે, જેથી આપણે ગુનાહોથી બચી શકીએ અને ગફલતની નિંદ્રાથી ઉઠી જઈએ અને તે હદીષોને સાંભળી આપણું પથ્થર સમાન સખત દિલ નરમ થઈ જાય અને અત્યારે સમય બાકી છે જેથી ફાયદો ઉઠાવી લઈએ.

# દુનિયા, આખિરતની મુસાફરીનું એક સ્થળ

દુનિયા એક એવું સ્થળ છે જેને કાયમ બાકી રાખવા માટે સર્જન કરવામાં આવ્યું નથી અને તે એવું સ્થળ છે જેમાં આપણે પણ કાયમ રહીશું નહી બલ્કે તે આખિરતની મુસાફરીનુ એક સ્થળ છે, અહિંયા થોભવાનો હેતુ એ છે કે આખિરતમાં જે ભાથાની જરૂર પડશે તેને અહિંયા

એકત્રિત કરવામાં આવે જો આખિરતનું ભાથું આપણે તૈયાર કરી લીધુ તો આખિરતનો આખો સફર ખુશમયપણે પસાર થશે.

જેમકે અરબી શાયરીમાં વર્ણન થયેલ છે જેનો અર્થ છે કે અલ્લાહની કસમ, દુનિયા રહેવાનું સ્થળ નથી, પરંતુ જે માણસ સમઝ ધરાવતો હોય તેના માટે દુનિયા આગેકૂચ કરવાનું સ્થળ છે,આપણે અહિંયા ઉતરી પડયા પછી આપણે અહિંયાથી આગેકૂચ કર્યુ, એવી જ રીતે કોઈ સ્થળે ઉતરી આગળ ચાલ્યા જવાનું નામ દુનિયા છે, માણસ દુનિયામાં કાયમ રહેવાની ધારણાં કરે છે જયારે માણસનું દુનિયામાં કાયમ રહેવું જ અશકય છે,

એક બીજા શાયર જણાવે છે જેનો અર્થ એ છે કે દુનિયા તો વિનાશ પામનાર છે, દુનિયા કાયમી રહેનાર નથી, બલ્કે દુનિયા તો કરોળિયાના જાળ સમાન છે, એમ લાગે છે કે તમે ભુતકાળના પૂર્વજોના સમાચાર સાંભળ્યા જ નથી ! અને તમે તેઓની છોડેલ વસ્તુઓને જોઈ જ નથી તેના સાથે ભુતકાળે શું વર્તાવ કર્યો ? જો તમે નથી જાણતા તો (જાણી લો કે) આ તેઓના ઘરો છે કે ભુતકાળે તેને વેરાન કરી દીધા અને તમારા પછી તેની હાલત હવા અને વરસાદના પાણી સિવાય કંઈ નથી.

અને વાસ્તવિકતા એ છે કે દુનિયાનું જીવન કાંઈ નથી, ઓચિંતિ કયામત આવશે અને મૌત દરેકને ઘેરી લેશે, કુર્આનમાં અનેક જગ્યાએ અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે :

(૧)"હવે તેઓ (મુનાફિકો) માત્ર કયામતની જ રાહ જુએ છે કે તેઓના ઉપર તે ઓચિંતિ આવી પડે, કેમકે તેની (અમૂક) નિશાનીઓ તો આવી ચુકી છે, ફરી જયારે તેઓના ઉપર તે આવી પડશે ત્યારે તેઓને કયાંથી સમજવાનું મળશે ?" *(સૂરએ મુહંમ્મદ : ૧૮)*

(૨)"એ લોકો તમને કયામત વિષે પૂછે છે કે તેના કાયમ થવાનો સમય કયારે છે ? આપ કહી દો કે તેની ખબર તો (માત્ર) મારા પરવર દિગારની પાસે છે, તે (કયામત)ને તેના વખત પર પણ અલ્લાહના સિવાય અન્ય કોઈ જાહેર કરી શકશે નહિં, (કારણકે) આકાશો અને પૃથ્વીમાં તે (કયામત) અતિશય ગંભીર (બનાવ) છે, તેથી તે તમારી પાસે અચાનક આવી પડશે." *(અઅરાફ : ૧૮૭)*

ફાયદો :– આ એક અટલ વાસ્તવિકતા છે જેને નકારી શકાય એમ નથી,

ખરૂ જીવન તો આખિરતનું છે, આખિરતમાં દુનિયાનું જીવન એક ઘડી સમાનથી વધારે લાગશે નહી, જેમકે અલ્લાહપાક કુર્આનમાં બયાન કરે છે:

(૩) "અને જે દિવસે અલ્લાહ તેઓને એકઠા કરશે તો (એમ સમજશે કે) જાણે તેઓ (દુનિયામાં) દિવસની એક ઘડી સિવાય રહ્યા ન હતા."

*(સુરએ યૂનુસ –૪૫)*

(૪) "અને જે દિવસે કયામત કાયમ થશે ત્યારે (કાફિર) પાપીઓ સોગંદ ખાઈ કહેશે કે અમે (મરણ પછી) એક ઘડીથી વધારે થોભ્યા ન હતા, એવી જ રીતે તેઓ (દુનિયામાં પણ) બહેકી જતા હતા."

*(સૂરએ રૂમ–૫૫)*

(૫) "આ (કયામતનો) એક એવો દિવસ છે જેમા સૌ લોકો એકઠા થશે અને તે દિવસ સૌની હાજરીનો હશે, અને અમે તેમાં જે વાર લગાડીએ છીએ તે મુકર્રર (નક્કી) વાયદા માટે જ છે, જે દિવસે તે (કયામત) આવશે, તો કોઈ વ્યકિત અલ્લાહની પરવાનગી વિના કંઈ બોલી જ નહી શકે, પછી તેઓમાં કેટલાક કમભાગ્ય (કાફિર)હશે, અને કેટલાક ભાગ્યશાળી (ઈમાન વાળા) હશે."

*(સૂરએ હૂદ–૧૦૩–૧૦૫)*

(૬) "બલ્કે તેઓના (મહાન અઝાબના) વાયદાનો વખત તો કયામત છે, અને તે ઘડી બહુ સખત અને ઘણી કડવી છે." *(સૂરએ કમર–૪૬)*

(૭) "અને જે દિવસે કયામત કાયમ થશે તે દિવસે સૌ લોકો એક બીજા થી જુદા પડી જશે," *(સૂરએ રૂમ–૧૪)*

(૮) "કયામતના દિવસે આદેશ આપવામાં આવશે : અને હે પાપીઓ ! આજે તમે (ઈમાનદારોથી) જુદા થઈ જાવો." *(સૂરએ યા–સીન – ૫૯)*

(૯) "(હમણાં તો નાશુકરી કરો છો)પણ જયારે કાન ફોડનાર (ગર્જના) આવશે, જે દિવસે કે માણસ પોતાના ભાઈથી, તથા પોતાની મા અને પોતાના બાપથી, પોતાની પત્ની તેમજ પોતાના પુત્રોથી નાસ્તો ફરશે, તેઓમાંથી દરેક માણસને તે દિવસે (પોતાની) એવી ચિંતા હશે જે તેને બીજી તરફ લક્ષ આપવા દેશે નહીં." *(સૂ.અબસ ૩૩ થી ૩૭)*

(૧૦) "અને કયામતના દિવસે અમે તેઓને એવી રીતે ઉઠાવીશું કે તેઓ આંધળા, બહેરા અને ગુંગા હોઈ મ્હોંભેર ચાલશે." *(બની ઈસ્રાઈલ–૯૭)*

અરબોમાં રિવાજ છે કે જે વસ્તુને તેઓ મહાન સમજે છે અને જેની મહત્તા તેઓના દિલોમાં હોય છે, પોતાની ભાષામાં તે વસ્તુના ઘણાં નામો રાખી દે છે, એ જ પ્રમાણે કયામત,જે એક મહાન વસ્તુ છે અને તે અતિશય ભયભિત છે, એટલે જ અલ્લાહ તઆલાએ કુર્આનમાં કયામતને અનેક નામો વડે વર્ણન કરી છે અને તેના ઘણાં જ વિશેષણો બયાન કર્યા છે, કયામતના સર્વે નામો અને વિશેષણો અલ્લામા કુર્તુબીએ પોતાની કિતાબ ‘‘અત્તજકિરહ’’ માં વર્ણન કર્યા છે.

કિયામતનો શાબ્દિક અર્થ ઉભા થવાનો થાય છે, અરબી ગ્રામરની દ્રષ્ટિએ કિયામત શબ્દ મસ્દર (ક્રિયાપદ)છે, ઈસ્લામી પરિભાષામાં તે દિવસને કહેવામાં આવે છે જે દિવસે સઘળી મખ્લૂકને ફરીવાર જીવંત કરવામાં આવશે, અને મખ્લૂક અલ્લાહની સમક્ષ ઉભી થશે, કહેવામાં આવે છે કે કિયામત સુર્યાની ભાષાનો શબ્દ છે જેને અરબી ભાષામાં વાપરવામાં આવ્યો.

કિયામતને અરબી ભાષામાં સાઅતુન પણ કહેવાય છે,અમર્યાદિત કાળના કોઈ ભાગને અરબી ભાષામાં સાઅતુન કહેવામાં આવે છે, અરબો પોતાની પરિભાષામાં રાત–દિવસના ચોવીસ ભાગમાંથી કોઈ એક ભાગને સાઅતુન કહે છે, જેને અત્યારે કલાક અને ઘડીયાળના અર્થમાં વાપરવામાં આવે છે, અરબો વર્તમાન સમય માટે પણ સાઅતુન વાપરે છે, જેમકે તેઓ બોલે છે અન અફઅલુ અસ્સાઅહ, અર્થાત હું તે કામ અત્યારે જ કરીશ. કિયામતને સાઅતુન એટલે જ કહેવામાં આવી કે તે એટલી પાસે છે જાણે કે હમણાં આવી જશે, અથવા એ વાતની ચેતવણી આપવા કિયામતને સાઅતુન કહેવામાં આવી કે કિયામતના દિવસે સર્વે મખ્લૂક એક ઘડીમાં નાશ પામશે, અને સર્વત્રનો મિનિટોમાં વિનાશ થશે, એ પણ કહેવાય છે કે કિયામત અચાનક આવી પડશે એટલે તેને સાઅતુન કહેવામાં આવી, એ સિવાય કિયામતના અનેક અર્થો વર્ણન કરવામાં આવ્યા છે, કુર્આન શરીફમાં કિયામત અને સાઅતુન નો શબ્દ પુષ્કળ વપરાયો છે.

કિયામતનો અર્થ ગુજરાતી શબ્દ કોષમાં કયામતનો લખેલ છે અને આપણી પ્રચલિત ભાષામાં પણ કયામત બોલીએ છીએ. (        )

એટલુ તો સ્પષ્ટ થયું કે કયામત અચાનક આવશે અને કયામતનો દિવસ દુનિયાના પચાસ હજાર વરસના બરાબર હશે અને કયામત અગાઉ ઘણાં ફિત્નાઓ જાહેર થશે અને મુસ્લિમોની ઘણી સમસ્યા અને પરિક્ષાઓ આવી ઉભી રહેશે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ એ ફિત્નાઓની નિશાનીઓ, તેના કારણો, તેનાથી બચવાના ઉપાયો પણ બયાન કરી દીધા, કયામતના ફિત્નાઓ સિવાય અન્ય નાની–મોટી નિશાનીઓ પણ વર્ણન કરી આપી, જો આજે આપણે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) ની તે હદીષો પર મનન કરીએ તો આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ના નબી હોવાની સત્યતા એકદમ સ્પષ્ટ થઈ જાય છે કે સવાચૌદસો વરસ અગાઉ બતાવેલ બાબતો શબ્દે શબ્દ કેવી ખરી પડી રહી છે અને કયામતની નિશાનીઓ વર્ણન કરવાનો હુઝૂર(સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)નો હેતુ એ હતો કે દરેક યુગના લોકો તેનાથી ડરે અને સાવચેત થઈ કયામતના દિન કામ આવે તેવા નેક કાર્યો બજાવે અને વાસનાઓ તથા મોજ મઝા માણવામાં પ્રવૃત્ત થઈ કયામતને વિસરી ન જાય, આજે આપણે થોડીવાર વિચારવું જોઈએ કે શું આપણે કયામતને વિસરી તો નથી ગયા ને! આપણે કયામતના વિનાશક દિન માટે કાંઈ તૈયારી કરી છે ?

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ફિત્નાઓ ઉપસ્થિત થવાની જાણ અને કયામતની નિશાનીઓ બયાન કરી છે એ વિષય પર તે હદીષોને વર્ણન કરવામાં આવી છે.

સર્વ પ્રથમ ફિત્નાઓ સંબંધિત હદીષો બયાન કરવામાં આવશે, જેથી ફિત્નાનો વિસ્તાર પૂર્વક અર્થ સમજી લેવો જોઈએ.



# -: પ્રકરણ-૧ :-

## ☆ ફિત્નાનો અર્થ ☆

દરેક જાતની પરિક્ષા, અઝાબ, સખતાય, દરેક ખોટું અને અયોગ્ય કામ માટે અરબી ભાષામાં ફિત્ના નો શબ્દ વપરાય છે, જેમકે અલ્લાહનો ઈન્કાર કરવો,ગુનાહ,દુરાચાર્ય, અને દરેક મુસીબત માટે એ શબ્દ વપરાયો છે; જો મુસીબત, અલ્લાહ તરફથી હોય તો તેમાં હિકમત અને રહસ્ય હોય છે પરંતુ જો કોઈ માનવી તરફથી હોય તો તે નિંદનીય બાબત છે.

અલ્લાહ તઆલાએ તેવા માનવીઓની જે અન્ય લોકો માટે ફિત્ના નું રૂપ બને છે તેઓની આલોચના કરેલ છે,અલ્લાહ તઆલા ફરમાવે છે :

“બેશક જે લોકોએ ઈમાનવાળા પુરૂષ અને ઈમાનવાળી સ્ત્રીઓને તકલીફ પહોંચાડી, ફરી તેઓએ તવબહ કરી નહી, તો તેઓને માટે જહન્નમનો અઝાબ છે, તથા તેઓના માટે આગ લાગવાનો અઝાબ છે.”

*(સૂરએ બુરૂજ-૧૦)*

હઝરત અલ્લામા રાગિબ અસ્ફહાની રહ. લખે છે, સોનાને ચકચિત, પ્રકાશિત બનાવવા આગ પર તપાવવામાં આવે છે તેને અરબી ભાષામાં ફિત્ના કહેવામાં આવે છે, એવી રીતે માનવીને આગમાં નાંખવાને પણ ફિત્ના કહેવાય છે.

ફિત્નાનો શબ્દ અઝાબના અર્થમા વપરાય છે જેમકે અલ્લાહ તઆલા ફરમાવે છે : પોતાની શરારતનો અઝાબ ચાખો. *(જારિયાત-૧૪)*

કુર્આન શરીફમાં ફિત્નાનો શબ્દ, પરિક્ષા, પારખવું, અઝમાવવુ, વગેરેના અર્થોમાં વપરાયેલ છે, અને અલ્લાહ તઆલાએ કુર્આનમાં એ માર્ગ પણ બતાવ્યો કે જેઓને અમે ઈમ્તિહાન અને આઝમાયશના ફિત્ના માં સંડોવીએ તેઓએ સબર કરવી જોઈએ, એની ઘણી ફઝીલત વર્ણાયેલ છે, અને જે લોકો ગુનાહિત કાર્યોમાં સપડાયેલા છે માત્ર તેઓને જ અમે ફિત્ના માં સંડોવતા નથી અમે તો તેઓને પણ ફિત્નામાં સંડોવી લઈએ છીએ જેઓના સામે ગુનાહિત કાર્યો થઈ રહ્યા હોય અને તેઓ ભલાઈનો હુકમ ના કરે અને બુરાઈઓથી ના રોકે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) ઈર્શાદ ફરમાવે છે :

અલ્લાહ તઆલા કોઈ ખાસ અમલના કારણ, લોકો ઉપર આમ અઝાબ ઉતારતો નથી, પરંતુ જયારે લોકો કોઈ બુરાઈને પોતાના સામે થતી જુએ અને તેની નિંદા કરવાની શકિત ધરાવવા છતાં તેને ના રોકે તો અલ્લાહ તઆલા દરેક ખાસ–આમ માણસને અઝાબમાં સંડોવી લે છે.

# ઉમ્મતે મુહમ્મદિયહ ઉપર ફિત્નાઓનું ઉતરવું

હઝરત અદી ઈબ્ને ઉમૈર રદિ. રિવાયત બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું : બેશક અલ્લાહપાક કોઈ એક વ્યકિતના અમલને કારણે સર્વેને અઝાબમાં સંડોવતો નથી પરંતુ તે લોકો પોતાના સામે કોઈ બુરાઈ થતાં જુએ અને બુરાઈની નિંદા બયાન કરવાની શકિત પણ ધરાવતા હોય છતાં તેમ ન કરે તો અલ્લાહપાક આમ–ખાસ સર્વેને અઝાબમાં સંડોવી લે છે. *(મુસ્નદે અહમદ)*

હઝરત હુઝયફહ રદિ. રિવાયત કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું "તે જાતની કસમ જેના તાબે મારી જાન છે ભલાઈનો હુકમ કરો અને બુરાઈથી રોકતા રહો, નહિં તો અલ્લાહ તઆલા પોતાનો અઝાબ તમારા ઉપર ઉતારી આપશે પછી તમે દુઆ પણ માંગશો તો કબૂલ નહી થાય. *(તિર્મિઝી : ૨/૪૦)*

# ફિત્નાઓનો વરસાદ

હઝરત ઉસામા ઈબ્ને ઝૈદ રદિ.વર્ણન કરે છે કે એક વખતે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) મદીનહ મુનવ્વરહની કોઈ ઉચી જગ્યાએ બિરાજમાન થયા અને ફરમાવ્યું :

"હું જે કાંઈ જોઈ રહ્યો છું તે તમે લોકો જોઈ રહ્યા છો ? બેશક હું એવા ફિત્ના જોઈ રહ્યો છું જે તમારા ઘરો ઉપર પડશે જેમકે વરસાદ, (વરસે છે.) *(મુસ્લિમ : ૨/૩૮૯)*

# સવારે મો'મિન સાંજે કાફિર

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું: "અમલો

કરવામાં સૌથી આગળ વધી જાવો, કારણકે અંધકાર રાત્રીના સમાન ફિત્નાઓ થશે કે માણસ સવારે મો'મિન હશે અને જયારે સાંજ પડશે ત્યારે કાફિર હશે અને કોઈ સાંજે મો'મિન હશે તો સવારે કાફિર હશે અને તે દીનને તુચ્છ દુનિયાના બદલે વેચી દેશે.'' *(કન્ઝુલઉમ્માલ : ૧૪/૧૦૧)*

## બેસનાર ઉભા રેહનારથી સારો હશે

હઝરત અબૂ હુરૈરહ રદિ.રિવાયત બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ફરમાવ્યું : ''ટુંક સમયમાં એવા ફિત્નાઓ થશે કે તેમાં બેસેલો માણસ ઉભા રેહનાર માણસથી સારો હશે અને ઉભો રહેનાર માણસ ચાલનાર થી સારો હશે અને ચાલનાર માણસ દોડનાર કરતાં સારો હશે જે માણસ એ ફિત્ના તરફ જોશે તે ફિત્નાઓમાં સંડોવાય જશે જેથી જે માણસને કોઈ આસરા અને સુરક્ષાની જગ્યા મળે તેના તરફ ચાલ્યો જાય.'' *(મુસ્લિમ : ૨/૩૮૯)*

''હઝરત અબૂ હુરૈરહ રદિ.ની બીજી રિવાયતમાં છે કે ફિત્નાના સમયમાં સુતેલો માણસ જાગનારથી સારો હશે અને જાગતો માણસ ઉભેલા માણસ કરતાં સારો હશે અને ઉભેલો માણસ દોડનાર કરતાં સારો હશે જે માણસને કોઈ સુરક્ષિત જગ્યા મળે તેના તરફ ચાલ્યો જાય.''

*(મુસ્લિમ : ૨/૩૮૯)*

## ફિત્નાનો યુગ

હઝરત હુઝયફા ઈબ્ને યમાન રદિ. ફરમાવતા હતા કે લોકો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) ને ભલાઈના સવાલો કર્યા કરતા હતા પરંતુ હું ફિત્નાઓ વિષે પ્રશ્નો કરતો હતો કારણકે મને ભય હતો કે કંઈ હું તે ફિત્નાઓમાં સંડોવાય જાઉં. ! હઝરત હુઝયફા ફરમાવે છે કે મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ની સેવામાં અરજ કરી કે હમે ઈસ્લામથી દૂર હતા (અને શિર્ક) બુરાઈમાં સપડાયલા હતા, અલ્લાહે ઈસ્લામ કબૂલ કરવાની શકિત અર્પણ કરી અને અમે બુરાઈથી ભલાઈના તરફ વળી ગયા તો શું આ ભલાઈ પછી પણ બુરાઈ આવશે ? આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ફરમાવ્યું : હાં.પછી મેં સવાલ કર્યો કે તે બુરાઈ પછી ભલાઈ આવશે કે નહિ ? આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ફરમાવ્યુંઃ હાં. તે પછી ભલાઈ તો આવશે પરંતુ તેમાં કાંઈક બુરાઈ પણ

હશે, મેં પૂછયું કે તે બુરાઈ શું છે ? આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ફરમાવ્યુંઃ કે લોકો મારા જીવન ચરિત્રથી બોધ ગ્રહણ નહિ કરે, તેઓના અમૂક અમલો સારા હશે અમૂક અમલો નઠારા હશે, મે અરજ કરી તે ભલાઈ પછી બુરાઈ થશે કે નહિ ? આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યુંઃ કે હાં, તે ભલાઈ પછી બુરાઈ થશે, અને તેમાં અમૂક માણસો જહન્નમના દરવાજા તરફ બોલાવશે જે પણ તેઓ તરફ આવશે તેઓ તેને દોઝખમાં ફેંકી દેશે. મેં અરજ કરી કે હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) તે લોકોની ઓળખ બતાવી દો, આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું તેઓ દેખાવે આપણાં જેવાં જ હશે, અને આપણાં જેવી જ ભાષા બોલતા હશે, મેં અરજ કરી કે હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) જો એ ફિત્નાઓ અમારા સામે જાહેર થાય તો અમારે શું કરવું? આપ(સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું કે મુસલમાનોની જમાઅત અને ઈમામને મજબૂતી સાથે વળગેલા રહેજો, મેં અરજ કરી તે સમયે મુસલમાનોની જમાઅત અને કોઈ ઈમામ જ ન હોય તો અમારે શું કરવું ? આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ જવાબ આપ્યો સર્વે જમાઅતોથી જુદા રહેજો, અને જો તમારે ઝાડની મૂળીઓ ખાયને જીવન વિતાવવું પડે તો મૌત સુધી એમ જ કરતા રહેજો.'' *(મુસ્લિમ : ૨/૧૨૭)*

હઝરત હુઝયફહની ઉકત હદીષ આપણા માટે અતિશય બોધદાયક છે તેઓએ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) ને તેવા પ્રશ્નો કર્યા છે જે વર્તમાન યુગમાં જાહેર થઈ રહ્યા છે, હદીષમાં મુસલમાનોની જમાઅત અને ઈમામને વળગી રહેવાનો હુકમ છે. અને જો જમાઅત તથા ઈમામ ના હોય તો દરેક જમાઅતથી અલગ રહી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) અને સહાબાના જીવન મુજબ જીવન પસાર કરવું જોઈએ.

# મુસલમાનોમાં ફૂટ-ફાટ પાડવાનો યુગ

અલ્લાહપાક કુર્આન શરીફમાં ફરમાવે છે :

(હે નબી !) તમે (એ પણ) કહી દો કે તે જ આ વાત ઉપર પણ શકિતમાન છે કે તમારા પર તમારા ઉપરથી અથવા તમારા પગો તળે

(જમીનમાં) થી અઝાબ મોકલે અથવા તમને જુદા જુદા પક્ષો પાડી સૌને ભેટવી દે, અને તમારા એક બીજાની લડાઈની મઝા ચખાડે.

*(સૂરએ અનઆમ–૬૫)*

મજકૂર આયતમાં અલ્લાહ તરફથી આ દુનિયામાં સંભવિત આવનાર ત્રણ પ્રકારના અઝાબોથી ડરાવવામાં આવ્યા છે, જે પૈકી છેવટ માં વર્ણાયેલ છે કે કોઈપ્રજા જુદા જુદા પક્ષોમાં વ્હેચાય જાય અને પછી તેઓ માહોંમાહે લડી પડે અને એક બીજાને કતલ કરે એ તે અઝાબ છે જે કુર્આનના બયાન મુજબ આગલી ઉમ્મતો–યહૂદ અને નસારા ઉપર પણ ઉતારવામાં આવ્યો, જયારે તેઓએ ઈમાનના વચનનું ભંગ કર્યુ અને નબીયોના માર્ગદર્શન અને તાલીમ ના વિરૂધ કર્યુ અને અલ્લાહની નાફરમાની કરી.

હઝરત અર્ફજા (રદિ.) બયાન કરે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ મિમ્બર ઉપર ખુત્બામાં બયાન ફરમાવ્યુંઃ ‘‘બેશક મારા પછી લગાતાર ફિત્નાઓ આવશે, જેથી તમે કોઈ પણ માણસને જુઓ કે તે ઉમ્મતમાં અથવા જમાઅતમાં ફૂટ–ફાટ પાડી રહ્યો છે અથવા ફૂટ–ફાટ પાડવાનું વિચારે છે ભલે તે કોઈ પણ હોય તેને કતલ કરો. (મુસ્લિમ ૨/૧૨૮)

હઝરત જાબિર રદિ. બયાન કરે છે કે મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) ને એ ફરમાવતા સાંભળ્યાં બેશક શૈતાનનો તખત સમુદ્ર ઉપર છે અને પોતાની ટોળકીઓ ત્યાંથી રવાના કરે છે (અને લોકોને ફિત્નાઓમાં સંડોવે છે) શૈતાનની નજરમાં સૌથી મહાન તે ગણાય છે જે સૌથી મહાન ફિત્નો કરી તેની પાસે હાજર થાય છે તેમાંથી કોઈ શૈતાન આવી કહે છે કે મેં આ રીતે ફિત્નો કર્યો ત્યારે ઈબ્લીસ જણાવે છે કે તેં કાંઈ કર્યુ નહિં પછી બીજો કોઈ આવે છે, અને જણાવે છે કે મેં કોઈ ફિત્નો બાકી છોડયો નથી, અહિયાં સુધી કે પતિ–પત્નિના વચ્ચે ફૂટ–ફાટ નાંખી તેમાં જુદાઈ કરાવી આપી, ત્યારે શૈતાન (ખૂશ થઈ) પોતાની પાસે બોલાવે છે અને તેને ગળે વળગાડે છે અને કહે છે તું સૌથી સારો છે. *(મુસ્લિમ : ૨/૩૭૬)*

# ઓરતોનો ફિત્નો

ઓરતોના ફિત્ના વિષે અમૂક રિવાયતો નકલ કરવામાં આવે છે :

હઝરત અબૂ હુરૈરહ રદિ.રિવાયત બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યુંઃ ‘‘જયારે તમારા અમીરો

તમારામાનાં સર્વશ્રેષ્ઠ લોકો હોય અને તમારા માલદાર સૌથી વધારે સખી હોય અને તમારી દરેક બાબતો એક બીજાના મશ્વેરાથી નક્કી થતી હોય ત્યારે પૃથ્વીની પીઠ (પૃથ્વીનો ઉપરનો ભાગ) તમારા માટે તેના પેટ કરતાં બેહતર છે અને જો તમારા અમીરો તમારામાંના સૌથી ખરાબ લોકો હોય અને તમારા માલદાર સૌથી વધુ કંજુસ હોય અને તમારા કામો સ્ત્રીઓને સુપરત કરવામાં આવ્યા હોય ત્યારે પૃથ્વીનું પેટ તેની પીઠ કરતાં તમારા માટે બેહતર છે.'' *(તિર્મિઝી શરીફ : ૨/૫૨)*

(૧) તે પ્રજા કદાપી સફળતા પ્રાપ્ત નથી કરી શકતી જેણે પોતાનો વહીવટ સ્ત્રીઓને સુપરત કરી દીધો. *(બુખારી : ૨/૧૦૫૨)*

(૨) કયામતના પહેલાં સ્ત્રીઓ વેપારમાં પોતાના ધણીની ભાગીદાર બનશે. *(કન્ઝુલ ઉમ્માલ, ૧૪/૨૨૭)*

(૩) કયામત નજીક આવશે ત્યારે પુરૂષ શણગાર ધારણ કરશે જેમકે સ્ત્રી શણગાર ધારણ કરી તૈયાર થાય છે, અને સ્ત્રીઓ પુરૂષો સાથે સમાકાર મુશાબહત ધારણ કરશે. *(અલ ઈશાઅહ,૮૦)*

(૪) કયામતના નજીક સ્ત્રીઓ એવો પાતળો અને ફીટ પોશાક પહેરશે જેને કારણે નગ્ન દેખાશે અને તેણીઓના માથા ઉપર બુખ્તી ઊંટના ઢેકાના જેમ બાલ હશે, તેણીઓના ઉપર ફિટકાર વરસાઓ તે ફિટકારના લાયક સ્ત્રીઓ છે.

હદીષમાં કયામતની નિશાની એ પણ વર્ણન કરવામાં આવી છે કે પુરૂષ, પુરૂષના સાથે બદફેલી કરશે જેને અલ્લાહે હરામ કરેલ છે અને તેનાથી અલ્લાહપાક સખત નારાજ થાય છે અને સ્ત્રી,સ્ત્રીના સાથે બદફેલી કરશે, જેને અલ્લાહપાકે હરામ ઠેરવેલ છે જેનાથી અલ્લાહ સખત નારાજ થાય છે. *(અલ ઈશાઅહ,૭૫)*

(૫) કયામતની નિશાની એ પણ છે કે પુરૂષ પોતાની પત્નિ અથવા લોંડી સાથે પાછળના માર્ગમાં સંભોગ કરશે જેને અલ્લાહ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ હરામ ઠેરવેલ છે અને તેનાથી અલ્લાહ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) નારાજ થાય છે

(૬) કયામત ત્યાં સુધી કાયમ નહિ થાય જયાં સુધી કે લોકો રસ્તામાં જાનવરોની જેમ વ્યભિચાર ના કરી લે.

(૭) કયામત ત્યાં સુધી કાયમ નહિ થાય જયાં સુધી સ્ત્રી દિવસે વ્યભિચાર કરતા ના પકડાય એટલે તે રસ્તાના વચ્ચે વ્યભિચાર કરશે અને તેને રોકનાર કોઈ નહિ હોય.

(૮) કયામતની એક નિશાની એ પણ છે કે લોકો એવા સમયથી પસાર થશે જેમાં લોંડીઓનો મશ્વેરો લેવામાં આવશે, સ્ત્રીઓનું શાસન હશે, અને બેવકૂફ અમીર હશે. *(અલ ઈશાઅહ,૭૫)*

એક રિવાયતમાં છે ‘‘અને લોંડીઓનો મશ્વેરો લેવામાં આવશે, બાળકો મિમ્બર પર ખુત્બો આપશે, અને સ્ત્રીઓને સંબોધવામાં આવશે.’’

(૯) માણસ પોતાની પત્નિની તાબેદારી કરશે અને પોતાની માં ની નાફરમાની કરશે. *(અલ ઈશાઅહ,૮૨)*

# ફિત્નાઓના યુગમાં યોગ્ય કાર્યપદ્ધતિ

હઝરત ઉમ્મે માલિક અલ બહઝિય્યહ રદિ. રિવાયત બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ફિત્નાઓનું વર્ણન સારી રીતે કર્યુ,ત્યારે મેં પૂછયું કે તે સમયે સારો માણસ કોણ હશે? આપ(સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું, જે માણસ પાસે વધુ જાનવર–બકરીઓ હોય અને તેના હકો અદા કરે અને પોતાના પાલનહારની ઈબાદત કરે અને તે માણસ જે ઘોડાની લગામ પકડી રાખે જે પોતે પણ શત્રુઓથી બચે અને બીજા લોકોને પણ દુશ્મનથી ડરાવે.

*(તિર્મિઝી શરીફ : ૨/૪૦)*

હઝરત મિકદાદ બિન અસ્વદ રદિ. રિવાયત બયાન કરે છે કે મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ને કહેતાં સાંભળ્યા કે બેશક ભાગ્યશાળી તે છે જેને ફિત્નાઓથી બચાવવામાં આવ્યો (આ વાકય આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ત્રણ વાર કહ્યું અને પછી કહ્યું ભાગ્યશાળી છે તે માણસ જેને ફિત્નાઓમાં સંડોવવામાં આવ્યો અને તેણે સબર કરી અને આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ તેના માટે અફસોસ જાહેર કરતાં ફરમાવ્યું, હાય અફસોસ.!

# ફિત્ના અને ઈબાદત

હઝરત મઅકલ ઈબ્ને યસાર રદિ. રિવાયત બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ઈર્શાદ ફરમાવ્યો : ફિત્નાના યુગમાં ઈબાદત કરવાનો ષવાબ એટલો છે જેમકે મારી તરફ હિજરત કરવાનો ષવાબ. *(તિર્મિઝી : ૨/૪૪, મુસ્લિમ : ૨/૪૦૬)*

# ગુમરાહ નેતા

હઝરત ષૈબાન રદિ. રિવાયત બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યોઃ હું મારી ઉમ્મત ઉપર ગુમરાહ– પથભ્રષ્ટ માર્ગદર્શક નેતાઓથી ડરૂ છું. અને જયારે મારી ઉમ્મત વચ્ચે લડાઈ શરૂ થઈ જશે તો કયામત સુધી તે લડાઈ બંધ નહિ થાય.

*(મિશ્કાત : ૨/૪૬૩)*

# ફિત્નાઓના યુગમાં સબર

હઝરત અનસ બિન માલિક રદિ. રિવાયત બયાન કરે છે :હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ઈર્શાદ ફરમાવ્યો : લોકો પર એક સમય એવો આવશે કે પોતાના દીન પર સબર કરવી (દીન પર અડગ રહેવું) એમ હશે જેમકે હાથમાં આગના લારા મુકવાં. *(તિર્મિઝી શરીફ)*

# પંદર આદતો અને આફતો

હઝરત અલી ઈબ્ને અબી તાલિબ રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ઈર્શાદ ફરમાવ્યો : જયારે મારી ઉમ્મતમાં પંદર આદતો પૈદા થશે ત્યારે તેઓ પર આફતો ઉતરવાનું શરૂ થઈ જશે, પૂછવામાં આવ્યું કે હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)તેઆદતો કઈ કઈ છે? આપ(સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું :

(૧) જયારે ગનીમતનો માલ પોતાની મરજી મુજબ વહેંચવામાં આવે.

(૨) અમાનતને ગનીમતનો (જિહાદમાં દુશ્મનોનો હાથ લાગેલ) માલ સમજવામાં આવે.

(૩) ઝકાત દંડ સમાન લાગવા માંડે.

(૪) પતિ, પત્નિની તાબેદારી ઉઠાવે.

(૫) પુત્ર, માં ની નાફરમાની કરવા લાગે.
(૬) માણસ દોસ્તો સાથે સારો વર્તાવ કરે.
(૭) બાપ ઉપર ઝુલ્મ કરે.
(૮) મસ્જીદોમાં ઘોંઘાટ કરવામાં આવે.
(૯) પ્રજાનો અતિશય તુચ્છ માણસ પ્રજાનો લીડર બની જાય.
(૧૦) માણસની સતામણીથી બચવા માટે તેની ઈઝઝત કરવામાં આવે.
(૧૧) કેફી પદાર્થો સરેઆમ વાપરવામાં આવે.
(૧૨) પુરૂષો રેશમી કપડાં પહેરે.
(૧૩) વાજિંત્રોનો સામાન અપનાવવામાં આવે.
(૧૪) નાંચ–ગાનની મજલિસો શણગારવામાં આવે.
(૧૫) વર્તમાન યુગના માણસો પૂર્વજોને બુરૂ–ભલું કહેવા માંડે.......

ત્યારે લોકો દરેક પળ અલ્લાહના અઝાબ ઉતરવાની રાહ જુએ, અલ્લાહનો અઝાબ તોફાનો બનીને આવે કે પછી ધરતીકંપ બનીને આવે, અથવા (યહુદીઓમાંના) અસ્હાબે સબ્ત (શનીવાર વાળા) ના જેમ શકલ અને ચહેરા બદલાય જવાનો અઝાબ આવે. *(તિર્મિઝી : ૨/૪૪)*

**(અરજ:–આ પંદર આદતોને વર્તમાન યુગ સાથે સરખાવી જુઓ.)**

# ફિત્નાના યુગમાં નેકીનો બદલો

હઝરત અબૂ હુરૈરહ રદિ. બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ફરમાવ્યું : તમે (એટલે સહાબાએ કિરામ) એવા યુગમાં છો કે જેમાં તમને જે વસ્તુઓનો હુકમ દેવામાં આવે છે તેના દસમાં ભાગ ઉપર પણ અમલ ના કરો તો તમે હલાક થઈ જશો તે પછી એક એવો યુગ આવશે જેમાં હુકમ અપાયેલ બાબતના દસમાં ભાગ ઉપર પણ અમલ કરશો તો છુટકારો મળી જશે, તે સમયે દીન ઉપર જમેલા રહેવું હાથમાં આગ લેવા સમાન હશે અને ફિત્નાના સમયે ઈબાદત કરવાનો ષવાબ મારી પાસે હિજરત કરી આવવાના સમાન છે. *(તિર્મિઝી શરીફ)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદિ. રિવાયત કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ઈર્શાદ ફરમાવ્યો : જયારે તમે લોકોને જુઓ કે તેઓનો પ્રેમ–મહોબ્બત પુરી થઈ ગઈ છે અને તેઓની અમાનતોને પચાવી જવી એક હળવી બાબત થઈ ગઈ છે આ સમયે હુઝૂર

(સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ પોતાની આંગળીઓ એક બીજામાં નાંખતાં ફરમાવ્યું : તેઓ આ પ્રમાણે થઈ ગયા છે ત્યારે તમે પોતાના ઘરોમાં બેસી રહેજો અને ત્યારે પોતાના નફસની ફિકર કરજો અને આમ લોકોની ફિકર છોડી દેજો.

# છુટકારાની રીત

હઝરત ગદીસહ બિન્તે ઉહબાન બિન સૈફી અલ ગિફારી રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ઈર્શાદ ફરમાવ્યો : ટુંકસમય માં અમૂક મતભેદો અને પક્ષપાતિ વલણો ઉત્પન્ન થશે, જયારે એવો સમય આવે ત્યારે તમે તમારી તલવારો તોડી નાંખો અને લાકડીની તલવાર હાથમાં લઈ લો, અને ઘરોમાં બેઠેલા રહો.

હઝરત અબૂ મૂસા રદિ. રિવાયત બયાન કરે છે કે ફિત્નાના સમયમાં તીર કમાન તોડી નાંખો અને હઝરત આદમ અલૈ.ના બેટા હાબિલ સમાન બનીને રહો. *(તિર્મિઝી શરીફ : ૨/૪૪)*

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ઈર્શાદ ફરમાવ્યો : બેશક ટુંક સમયમાં ફિત્નાઓ આવશે, તે ફિત્નાના સમયે સુતેલો માણસ બેસેલા માણસથી સારો હશે અને ઉભેલો માણસ દોડતા માણસથી સારો હશે.

*(તિર્મિઝી શરીફ : ૨/૪૩)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર રદિ. રિવાયત બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું મારી ઉમ્મત પર અક્ષરશ તેવા હાલાત આવશે જેમકે બની ઈસ્રાઈલ ઉપર આવ્યા હતા, એટલી હદે કે જો બની ઈસ્રાઈલ માં કોઈએ પોતાની માં સાથે વ્યભિચાર કર્યો તો આ ઉમ્મતમાં પણ કોઈ માણસ તે કાર્ય કરશે, અને નિશંક બની ઈસ્રાઈલ ૭૨ ફિરકા–પાર્ટીઓમાં વ્હેંચાય ગયા હતા અને મારી ઉમ્મત ૭૩ ફિરકાઓમાં વ્હેંચાય જશે, જેમાથી એક ફિરકા સિવાય દરેક ફિરકો જહન્નમમાં જશે, આપ(સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ને પૂછવામાં આવ્યું કે તે ફિરકો કોણ હશે? આપ(સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ જવાબ આપ્યો, જે મારા અને મારા સહાબાના માર્ગ ઉપર હશે.

*(મિશ્કાત : ૩૦, તિર્મિઝી શરીફ : ૨/૯૩)*

હઝરત અબૂમાલિક અશઅરી રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ઈર્શાદ ફરમાવ્યો : બેશક ફિત્નાઓ ઉતારવામાં આવશે, અને તેના સાથે સબર તથા મનોવાસના પણ ઉતારવામાં આવશે, જેણે પોતાની વાસનાની તાબેદારી કરી તે અંધકાર રાત્રી સમાન (બરબાદ)થઈ ગયો,અને જેણે સબર કરી તે સફળ થઈ થયો. *(કન્ઝુલ ઉમ્માલ, ૧૧/૫૩)*

# મુસલમાનોમાં છ વાતોનો ભય

હઝરત ઔફ ઈબ્ને માલિક રદિ.રિવાયત બયાન કરે છે,અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : હું તમારા પર છ વાતોથી ડરૂં છું.

(૧) બેવકૂફોને અમીર બનાવવા.

(૨) માનવીઓનું ખૂન કરવું.

(૩) અદાલત–કોર્ટના ચુકાદાઓનું લે–વેચ.

(૪) સગાં–વહાલાં સાથે સંબંધ તોડવો.

(૫) એક નસલનું કુર્આનને ગાણું બનાવવું.

(૬) સિપાહીઓનું વધારે હોવું. *(કન્ઝુલ ઉમ્માલ : ૧૧/૫૨)*

ઉકબહ ઈબ્ને આમિર રદિ.ની રિવાયતમાં છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ફરમાવ્યું : હું મારી ઉમ્મત પર છ વાતોથી ડરૂં છું, જે પૈકી આ પણ છે કે તેઓ પોતાની વાસના અને માલદોલતની તાબેદારી કરે, અને નમાઝ તથા તિલાવત છોડી દે અને કુર્આનને મુનાફિકો શીખી લે અને તેના વડે આલિમોથી ઝઘડો કરે. *(કન્ઝૂલ ઉમ્માલ,૧૧/૫૨)*

# ફિત્નાઓની વિભિન્ન પ્રણાલી

હઝરત અબૂ હુરૈરહ રદિ.રિવાયત બયાન કરે છેકે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ઈર્શાદ ફરમાવ્યો : બેશક મારા પછી એવા ઈમામો આવશે, કે જો તમે તેમની તાબેદારી કરશો તો તેઓ તમને કાફિર બનાવી દેશે, અને જો તમે તેમનો વિરૂધ્ધ કરશો તો તમને કતલ કરી દેશે અને તેઓ કુફ્ર તથા ગુમરાહીના ઈમામ હશે.

*(કન્ઝુલ ઉમ્માલ ૧૧/૫૩)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદિ. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) નો ઈર્શાદ નકલ કરે છે કે જયારે વ્યભિચાર વધી જશે તો ધરતીકંપ થશે, અને જયારે સત્તાધિશો ઝુલમ કરવા માંડે તો વરસાદ ઓછો પડશે, અને જયારે ઈસ્લામી દેશમાં ટેક્ષ ભરી વસતા બિન મુસ્લિમો સાથે ધોકો કરવામાં આવશે ત્યારે દુશ્મન વધી જશે.

હઝરત જાબિર રદિ. રિવાયત બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ફરમાવ્યું કે બેશક, લોકોના ટોળાઓ ઈસ્લામમાં દાખલ થશે, અને ટુંક સમયમાં ટોળાઓ ઈસ્લામ છોડી દેશે.

હઝરત અલી રદિ. રિવાયત બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ફરમાવ્યું : એવા ફિત્ના, મતભેદો અને જુદાઈઓ થશે કે તમે જો કાતિલ બનવાના બદલે મકતૂલ(મરનાર) બનવાની શકિત ધરાવતા હોય તો મકતૂલ બની જાવો.

હઝરત અનસ રદિ.ની રિવાયતમાં છે કે ફિત્નો દબાયલો (હોય) છે જે તેને ભળકાવશે અલ્લાહની તેના ઉપર ફિટકાર (વરસે) છે.

હઝરત અબૂ હુરૈરહ રદિ.ની રિવાયતમાં છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ઈર્શાદ ફરમાવ્યો : જો તમે સર્વે કાંઈ જાણી જાવો જેને હું જાણુ છું તો તમે વધુ રડવા માંડો અને હસવાનું ઓછું કરી આપો, કે નિફાક (મુનાફિકપણું) જાહેર થશે, અમાનત ઉઠાવી લેવામાં આવશે, અલ્લાહની રહમત સમેટી લેવામાં આવશે, અને અપ્રમાણિકના પાસે અમાનત રાખવામાં આવશે અને તમારા ઉપર ફિત્નાઓના કાળા પહાડો જે અંધકાર રાત્રીના સમાન હશે તે ઉતરી આવશે.

## પોલીસનો વધારો

હઝરત અબૂ ઉમામહ રદિ.રિવાયત બયાન કરે છેકે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ઈર્શાદ ફરમાવ્યો : અંતિમ યુગમાં એવા પોલીસો હશે જેઓ અલ્લાહના ક્રોધ સાથે સવાર કરશે અને સાંજ પણ અલ્લાહના ક્રોધ સાથે કરશે, તેઓમાં શામેલ થવાથી તમો બચજો.

## જીભનો અષર

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદિ.રિવાયત બયાન કરે છે કે

અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ઈર્શાદ ફરમાવ્યો : તમે ફિત્નાઓથી બચજો કે ફિત્નાઓના યુગમાં જીભનો અષર એવો છે જેમકે તલવારનો અષર. *(ઈબ્ને માજા : ૨૮૫)*

# વિવિધ ફિત્નાઓ

હઝરત અબૂ મૂસા અશઅરી રદિ.રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ઈર્શાદ ફરમાવ્યો : કયામત પાસે (આવશે ત્યારે)લડાઈઓ થશે જે લડાઈઓ કાફિરો સાથે નહિ થાય બલ્કે ઉમ્મત એક બીજાને કતલ કરશે, અહિંયા સુધી કે એક આદમીને તેનો ભાઈ મળશે અને તેને કતલ કરી દેશે, તે સમયના લોકોની અક્કલો ખેંચી લેવામાં આવશે અને તે પછી એવા બેવકૂફ લોકો હશે જેઓ માનશે કે અમે બહું સારા છે જો કે તે કાંઈ નહિ હોય. *(મુસ્નદે અહમદ.)*

હઝરત અબૂ હુરૈરહ રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ઈર્શાદ ફરમાવ્યો : લોકો પર એવો સમય આવશે કે તેઓને એ વાતની ચિંતા નહિ હોય કે માલ હલાલ રીતે આવ્યો છે કે હરામ રીતે આવ્યો છે. *(નસાઈ : ૨/૧૮૯)*

હઝરત અબૂ સઈદ રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ઈર્શાદ ફરમાવ્યો : તમે આગલી ઉમ્મતોની અક્ષરશ તાબેદરી કરશો, એટલે સુધી કે (દાખલારૂપે) જો તેઓ ઘો ના દરમાં પ્રવેશયા હશે તો તમે પણ પ્રવેશસો, સહાબાએ અરજ કરી કે શું યહુદી અને નસારાની તાબેદારી કરવામાં આવશે ? આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ફરમાવ્યું, હાં, બીજા કોની ?

હઝરત અબૂ તાલિબ રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : કે એવો સમય આવશે જેમાં માણસ પોતાની બકરીથી પણ તુચ્છ થઈ જશે.
*(કન્ઝુલ ઉમ્માલ૧૧/૧૩૭)*

હઝરત હુઝૈફા રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : જયાં સુધી દુનિયાના તુચ્છમાંના તુચ્છ માણસને ભાગ્ય શાળી નહિ સમજવામાં આવે કયામત આવશે નહી. સૌથી ભાગ્યશાળી માણસ તુચ્છનો પુત્ર તુચ્છ નહિ બની જાય કયામત આવશે નહિ. *(તિર્મિઝી શરીફ : ૨/૪૪)*

હઝરત અબૂ હુરૈરહ રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : જયારે અમાનતો વેળફાય જાય ત્યારે કયામતની રાહ જુઓ, આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ને પૂછવામાં આવ્યું કે અમાનતો કેવી રીતે વેળફાય જશે ? આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ જવાબ આપ્યો કે જયારે બિનલાયકાતવાળા માણસને કોઈ હોદો સોંપવામાં આવે તો કયામતની રાહ જુઓ. *(બુખારી શરીફ:૧/૧૪)*

હઝરત હુઝૈફા રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : તે પવિત્ર જાતની કસમ જેના તાબામાં મારી જાન છે, જયાં સુધી તમે પોતાના ઈમામને કતલ ના કરો અને માંહોમાહે તલવારો વડે ના લડો અને તમારી દુનિયાના વારસદાર તમારામાના ખરાબ માણસો ના બની જાય કયામત આવશે નહિં. *(તિર્મિઝી શરીફ : ૨/૪૦)*

હઝરત અબૂ હુરૈરહ રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : "મારી ઉમ્મત પર એક એવો સમય આવશે જેમાં કારીઓ વધી જશે, ફકીહો (ફિકહ– મસાઈલના જાણકાર) ઓછા થઈ જશે અને ઈલ્મ ઉઠાવી લેવામાં આવશે અને કત્લેઆમ થવા લાગશે, તે પછી એવો સમય આવશે કે કુર્આન એવા માણસો પઢશે જેઓનું કુર્આન ગળેથી નીચે ઉતરશે નહિં, પછી એવો સમય આવશે જેમાં અલ્લાહના સાથે શિર્ક કરનારા, ઈમાનવાળા સાથે ઈમાનની કારણે લડાઈ કરશે. *(કન્ઝુલ ઉમ્માલ, ૧૪/૨૦૨)*

હઝરત અબૂ હુરૈરહ રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : લોકો ઉપર એવો સમય આવશે જેમાં તેને ગુનાહ અને આજીઝી–નમ્રતામાંથી કોઈ એક કબૂલ કરવાનો ઈખ્તિયાર આપવામાં આવશે, જે માણસ ઉપર પણ તે સમય આવે તેણે ગુનાહને છોડી આજીઝી ગ્રહણ કરવી જોઈએ.

*(કન્ઝુલ ઉમ્માલ, ૧૪/૨૧૮)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો :

દરેક કુટુંબના સરદાર–નેતા તેના મુનાફિક લોકો ના બની જાય ત્યાં સુધી કયામત આવશે નહિં. (કન્ઝુલ ઉમ્માલ, ૧૪/૨૧૯)

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : “મુસીબતો અને કયામતની નિશાનીઓમાં એ છે કે અકલમંદી દૂર થઈ જશે, સબર ઓછી થઈ જશે અને કતલના બનાવો વધી જશે અને ભલાઈની નિશાનીઓ ઉઠાવી લેવામાં આવશે અને ફિત્નાઓ જાહેર થશે. (કન્ઝુલ ઉમ્માલ, ૧૪/૨૩૨)

હઝરત અલી રદિ. ની રિવાયતમાં છે કે કયામતની એક નિશાની એ છે કે ગાળો ભાંડનારા વધી જશે અને જયારે એક બીજાને મળશે ત્યારે તેઓની સલામ એક બીજાને ફિટકારના મારફતે હશે.

તેનું સ્પષ્ટીકરણ કરતાં અલ્લામા બર્ઝન્જી લખે છે કે સર્વે નિશાનીઓ અત્યારે પુરી થઈ ચુકેલ છે.

હઝરત ઉમ્મે સલમા રદિ. રિવાયત કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એક રાત્રે ભયભિત અને ગભરાઈને ઉઠયા અને ફરમાવ્યું : સુબ્હાનલ્લાહ ! આજે રાત્રે કેટલા ખઝાના ઉતારવામાં આવ્યા ! અને કેટલા ફિત્નાઓ ઉતારવામાં આવ્યા ! કોણ છે જે મકાનવાળીઓને ઉઠાવે ? એથી આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)નો આશય પોતાની પવિત્ર પત્નિઓ હતી, કે તેણીઓ નમાઝ અદા કરે, પછી ફરમાવ્યું દુનિયાની પોશાક પહેરનાર ઘણી જ સ્ત્રીઓ આખિરતમાં નગ્ન હશે, (મુસ્લિમ : ૨/૧૦૪૭)

હઝરત ઉબૈદ ઈબ્ને ઉમૈર રદિ.બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ઘેર પધાર્યા અને ફરમાવ્યું : એ મકાનવાળીઓ! આગ ભળકાવી દેવામાં આવી છે અને ફિત્ના આવી પડયા છે જેમકે અંધકાર રાત્રીના ભાગો, જો તમોને તે વાતોની ખબર પડી જાય જે હું જાણું છું તો તમે હસવાનું ઓછુ કરી આપો અને રડવાનું વધારી દો. (અલઈશાઅહ,૨૨)

હઝરત અબૂ હુરૈરહ રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : કયામત એટલી અચાનક આવશે કે કોઈ માણસ પોતાની ઊંટણીનું દૂધ કાઢશે અને

તે વાસણને પોતાના મોઢા સુધી લઈ જવા નહિં પામે કે કયામત આવી જશે અને એટલી ઓચિંતી કયામત આવશે કે બે માણસોએ એક બીજાને કપડાં વેચવા માટે કોઈ કાપડ પાથર્યુ હશે તો તેમનો સોદો સંપૂર્ણ નહિ થાય કે કયામત આવી જશે, અને કોઈ માણસ પોતાની હોજ બનાવી રહ્યો હશે અને તે માણસ હોજથી બહાર નહિ નીકળવા પામે કે કયામત આવી જશે.

*(મુસ્લિમ : ૨/૪૦૬)*

# કયામત માત્ર ખરાબ લોકો પર જ આવશે

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ રદિ. રિવાયત બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ફરમાવ્યું : લોકોમાના બુરા–ખરાબ લોકો તેઓ છે જેઓની હયાતીમાં કયામત આવી જાય.

*(મુસ્લિમ : ૨/૪૦૬)*

આ રિવાયતનો મતલબ એ છે કે જયારે કયામત આવશે ત્યારે માત્ર ખરાબ લોકો જ હશે, હઝરત અનસ રદિ. રિવાયત બયાન કરે છે કે પૃથ્વી પર જયાં સુધી અલ્લાહ, અલ્લાહ, કહેવામાં આવશે ત્યાં સુધી કયામત આવશે નહિં. *(તિર્મિઝી : ૨/૪૪)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ રદિ. હુઝૂર(સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)નો ઈર્શાદ નકલ ફરમાવે છે ગઈ કાલ આજ કરતાં સારી છે અને આજ આવતી કાલથી સારી છે એવી રીતે કયામત સુધી ચાલ્યા જ કરશે.

હઝરત અનસ બિન માલિક રદિ.ની રિવાયતમાં છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું : "તમારા ઉપર હવે પછી આથી ખરાબ સમય આવશે, અહિંયા સુધી કે તમારી વફાત થઈ જાય.

*(અલઈશાઅહ,૨૩)*

હઝરત અબૂ બકર સિદ્દીક રદિ. રિવાયત બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું : "જયારે લોકો કોઈ ઝાલિમને જુએ અને તેના હાથ ના પકડે (રોકે નહિં) તો શકય છે અલ્લાહપાક તે સર્વેને અઝાબમાં સંડોવી લેશે." *(તિર્મિઝી શરીફ: ૨/૩૯)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદિ. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)નો ઈર્શાદ નકલ કરે છે : જયારે મારી ઉમ્મત ઘમંડી લોકોની

ચાલે ચાલવા માંડે અને તેની સેવા રાજવંશીઓ અને ફારસી–ઈરાની તથા રૂમીઓ કરવા લાગે ત્યારે ઉમ્મતના ખરાબ લોકો, સારા લોકો પર વિજય મેળવી લેશે. *(તિર્મિઝી શરીફ)*

હઝરત અલી (રદિ.)ની રિવાયતમાં છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું: ''તમારૂ શું થશે જયારે તમારા યુવાનો ફાસિક થઈ જશે અને તમારી પત્નિઓ નાફરમાન બની જશે, સહાબા રદિ.એ અરજ કરી, હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)! એવું થશે ? આપ(સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ફરમાવ્યું : હાં, અને એથી વધુ એ બનશે કે તમે નેકીનો હુકમ નહિં કરો અને બુરાઈઓથી રોકશો નહિ, ત્યારે તમારી શું હાલત થશે ! સહાબા રદિ. એ આશ્ચર્યજનક સવાલ કર્યો, હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એવું પણ બનશે ? આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ જવાબ આપ્યો, હાં, અને એથી વધુ એ બનશે કે બુરાઈનો હુકમ કરશો અને નેકીના કામથી રોકશો, ત્યારે તમારી હાલત કેવી બનશે! સહાબા રદિ. એ ફરી પ્રશ્ન કર્યો કે શું એમ પણ બનશે ? હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ જવાબ આપ્યો કે હાં, અને એથી વધુ સખત હાલત એ બનશે કે તમે સારા કામોને ખરાબ અને ખરાબ કામોને સારા સમજવા લાગશો ત્યારે શું થશે ! સહાબા રદિ. એ આશ્ચર્ય સાથે પુછયું કે હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ), શું એવુ થશે ? આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ જવાબ આપ્યો કે હાં.''

આજે આપણે વિચારીએ છીએ તો એ નજર સમક્ષ છે કે ઉપરોકત હદીષની શરૂઆતથી લઈ છેવટ સુધીની દરેક વાત સત્ય પુરવાર થઈ રહી છે અને તે કેવો સમય હશે ! જયારે સહાબા રદિ.ને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ની દરેક બાબત પર આશ્ચર્ય થતુ હતુ કે એ કેવી રીતે થઈ શકશે ? અને આજે આપણે આશ્ચર્ય એ વાત પર કરીએ છીએ કે સહાબા રદિ.ને ઉપરની બાબતો પર કેમ આશ્ચર્ય થતુ હશે ! કારણ કે એ સર્વે બાબતો બની ચુકી એટલું જ નથી,બલ્કે દૈનિક કાર્યક્રમ બની ચુકેલ છે.



# -: પ્રકરણ-૨ :-

અત્યાર સુધી બયાન કરવામાં આવેલ હદીષો અને રિવાયતો ફિત્નાઓ વિષે હતી, અને હદીષોથી એ પણ જાણવા મળે છે કે ફિત્નાઓનું આવવું એ વાસ્તવમાં કયામતની નિશાનીઓમાંથી છે, જેથી ફિત્નાઓના સિવાય અન્ય કયામતની કઈ નિશાનીઓ વર્તમાન યુગ સાથે સંબંધ ધરાવે છે ? અને વર્તમાનયુગમાં એ ફિત્નાઓ અને કયામતની નિશાનીઓને જોઈ મુસલમાનોએ શું કરવું જોઈએ ? કુર્આન અને હદીષોના પ્રકાશમાં મુસલમાનોને શું ઉપાયો અને માર્ગદર્શન આપવામાં આવ્યાં છે, આ પ્રશ્નોના ઉત્તર વર્ણન કરતા પહેલાં, એ યોગ્ય જણાય છે કે પ્રસ્તાવના સમાન કયામતની વાસ્તવિકતા અને કયામતની નિશાનીઓની મહત્તા અને તેના પ્રકારો વર્ણન કરવામાં આવવા જોઈએ, જે વર્ણન થાય છે.

## કયામત અને કયામતની નિશાનીઓ

## કયામતની વાસ્તવિકતા

કયામત, હઝરત ઈસ્રાફીલ અલ.ની સૂરની તે ભયાનક અને ગર્જનાનું નામ છે જેનાથી દરેક સૃષ્ટી, આકાશો અને પૃથ્વીઓ ધ્રુજી ઉઠશે, જેને કારણે ધરતીકંપના એટલા ભારે આચકા લાગશે કે દૂધ પીવડાવનાર માતાઓ પોતાના બાળકોને ભૂલી જશે, ગર્ભવતી સ્ત્રીઓના ગર્ભ પડી જશે, પુરૂષો અને સ્ત્રીઓ રડવા, બૂમ-બરાડા પાડવા લાગશે, ધરતીકંપ ના ઝટકા વધતા જ જશે, જેને લઈ માનવીઓ, પશુઓ,અને દરેક જીવંત મરવા લાગશે અને ધરતીકંપના કારણે સર્વજગત ટૂકડે-ટૂકડા થઈ જશે, ચંદ્ર, સુર્ય, તારલાઓ તુટી ફુટીને ખરવા લાગશે, જેને લઈ સર્વજગતમાં સખત અંધકાર છવાય જશે, સારાંશ કે સર્વે સૃષ્ટિનો નાશ થઈ જશે.

## કયામત કયારે આવશે ?

ઉકત જગત મહાપ્રલયના બનાવ અને તે દિવસની ખબર ભવિષ્ય વાણી રૂપે દરેક નબીયો આપતા રહ્યા હતા અને હઝરત મુહંમદ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)પોતે પણ ખબર આપી ચુકયા છે કારણ કે કયામત પૂર્વે તેઓ અંતિમ નબી છે તેઓ પછી કોઈ નબી આવશે નહિ.

કુર્આન શરીફમાં પણ અનેક જગ્યાએ વર્ણન આવી ચુકયુ છે :

(૧) કયામત(ની ઘડી ) નજીક આવવા લાગી અને (તેના પુરાવા તરીકે ) ચંદ્ર ફાટી ગયો. *(સૂરએ કમર:૧)*

(૨) "વળી આપને શું ખબર કદાચ તે ઘડી નજીકમાં જ હોય !" *(સૂરએ અહઝાબ, ૬૩)*

(૩) "હવે તેઓ (મુનાફિકો) માત્ર કયામતની જ રાહ જુએ છે કે તેઓના ઉપર તે ઓચિંતી આવી પડે, કેમકે તેની (અમૂક) નિશાનીઓ તો આવી ચુકી છે, ફરી તેઓના ઉપર તે આવી પડશે ત્યારે તેઓને કયાંથી સમજવાનું મળશે ?" *(સૂરએ મુહંમદ, ૧૮)*

ઉપરોકત ત્રણ આયતો સિવાય અનેક આયતો કયામતના શિર્ષક પર કુર્આન શરીફમાં વર્ણન થયેલ છે, હવે એ વિષેની અમૂક હદીષો વર્ણન કરીએ છીએ.

(૧) હઝરત અનસ રદિ. બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : "મને અને કયામતને આ બે (આંગણીઓ)ની જેમ મોકલવામાં આવ્યા,"(આ સમયે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ બે આંગણીઓના તરફ ઈશારો કર્યો અને ફરમાવ્યું કે જેટલુ અંતર કલેમાની આંગણી અને વચલી આંગણીમાં છે એટલું જ અંતર મારા અને કયામત દરમિયાન છે.) *(તિર્મિઝી : ૨/૪૫)*

(૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું : "તમારૂ અસ્તિત્વ, આગલી ઉમ્મતો ના મુકાબલામાં એટલુ છે જેટલું કે અસરની નમાઝ પછી સુર્ય ડુબતાં સુધીનો સમય હોય છે."

(૩) હઝરત અનસ રદિ.ની રિવાયતમાં છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું : "આ દુનિયાનું દ્રષ્ટાંત તે કપડાં સમાન છે જેને ઉપર (ના છેડે) થી નીચે સુધી ફાડી દેવામાં આવે, અને તે કાપડ એક દોરા ઉપર લટકતુ રહી જાય, અને શકય છે કોઈ પણ સમયે તે દોરો તૂટી જાય." *(મિશ્કાત : ૪૮૦)*

(૪) હઝરત મુસ્તવરદ બિન શદ્દાદની રિવાયતમાં છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું : "મને કયામતના

યુગમાં જ નબી બનાવી મોકલવામાં આવ્યો, હું કયામતથી એટલો આગળ આવી ચુકયો જેમકે આ આંગણી બીજી આંગણી કરતાં વધારે છે, અને આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ પોતાની કલેમાની અને વચલી આંગણી તરફ ઈશારો કર્યો.''

*(મિશ્કાતઃ ૪૮૦, તિર્મિઝી શરીફઃ ૨/૪૫)*

(૫) એક રિવાયતમાં આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું કે ''મારો અને કયામતનો દાખલો, ઘોડા–દોડમાં ભાગ લેનાર બે ઘોડા સમાન પણ નથી,'' (અર્થાતઃ–મારી નબુવ્વત અને કયામતના આવવા દરમિયાન એટલું અંતર પણ નથી જેટલું અંતર પહેલાં નંબર આવનાર અને બીજા નંબર પર આવનાર ઘોડા વચ્ચે હોય છે.)

*(કન્ઝુલ ઉમ્માલ ૧૪/૮૫)*

# કયામતની નિશાનીઓની મહત્તા

આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ના અગાઉ, નબીયો અલ.એ પણ કયામતની નિશાનીઓ પોતાની ઉમ્મતો સામે વર્ણન કરી, અને હઝરત મુહંમદ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) પછી કોઈ નબી આવનાર નથી એટલે આપે (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) કયામતની નિશાનીઓ સૌથી વધારે વિસ્તારપૂર્વક વર્ણન કરી,આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ એની તબ્લીગની કેટલી મહત્તા જાણી એનો કાંઈક ખ્યાલ સહીહ મુસ્લિમ શરીફની નિમ્નલેખિત બે રિવાયતોથી આવશે.

(૧) હઝરત અબૂ ઝૈદ રદિ. બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ અમોને ફજરની નમાઝ પઢાવી, પછી મિમ્બર પર તશરીફ લઈ ગયા અને એટલો સવિસ્તાર ખૂત્બો આપ્યો કે ઝહોરનો સમય થઈ ગયો, જેથી આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ઉતરીને નમાઝ પઢી, ફરી આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) મિમ્બર પર તશરીફ લઈ ગયા અને પાછા એટલો વિસ્તાર પૂર્વક ખૂત્બો આપ્યો કે અસરનો વખત થઈ ગયો અને પાછા આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ઉતરીને નમાઝ પઢી અને પાછા મિમ્બર પર તશરીફ લઈ ગયા અને સુરજ આથમતાં સુધી ખૂત્બો આપતા રહ્યા, (એ વિસ્તાર પૂર્વક ખૂત્બાઓમાં) આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ

અમોને તે મહત્વપૂર્ણ બનાવોની ખબર આપી જે થઈ ચુકયા અને જે ભવિષ્યમાં બનાવો થનાર છે, જેથી અમારામાંહેના જેણે વધારે રિવાયતો યાદ રાખી તે જ એ બનાવોના વધુ જાણકાર છે. *(સહીહ મુસ્લિમ,૨/૩૯૦)*

(૨) બીજી રિવાયતમાં હઝરત હુઝૈફા રદિ. બયાન ફરમાવે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)અમારા દરમિયાન એક જગ્યાએ બિરાજમાન થયા અને કયામત આવતાં સુધી જેટલા બનાવો બનનાર છે, સર્વત્ર અમારા સામે બયાન કરી દીધા, જેણે યાદ રાખ્યા તેણે યાદ રાખ્યા, અને જે ભૂલી ગયા તે ભૂલી ગયા, મારા આ સાથીઓ (સહાબા) પણ એ સર્વે બાબતો જાણે છે અને આપે (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) જે સમયે અમોને ઘટનાઓની જાણ કરી એમાંથી જે કાંઈ હું ભૂલી ગયો છું તે ઘટના જયારે પણ બને છે ત્યારે મને (આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની બયાન કરેલ વાત) યાદ આવી જાય છે, જેમકે કોઈ વ્યકિત અદ્રષ્ય થઈ જાય ત્યારે માણસ તેનો ચેહરો ભૂલી જાય છે પરંતુ જયારે તેના પર નજર પડે છે ત્યારે તે વ્યકિત યાદ આવી જાય છે.

*(સહીહ મુસ્લિમ, ૨/ ૩૯૦)*

**ફાયદો :–** ઉમ્મતે મુહંમદિયહ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ અન્ય રિવાયતોની જેમ કયામતની નિશાનીઓ સંબધિત રિવાયતો પણ યાદ રાખવાની અને આવતી પેઢીઓને પહોંચાડવાનો ઘણો જ ખંત રાખ્યો, નાના બાળકોને બચપણમાં જ એ હદીષો યાદ કરાવી દેવામાં આવે છે,

હઝરત હુઝૈફા ઈબ્ને યમાન રદિ. ફિત્નાઓને સંબધિત હદીષો પ્રાપ્ત કરવાની ખાસ કાળજી રાખતા હતા, જેમકે તેઓ વર્ણન કરે છે લોકો આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ને ભલાઈ વિષે પ્રશ્નો કરતા હતા જયારે હું હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ને ફિત્નાઓ વિષે સવાલ કરતો રહેતો હતો, કારણ કે મને ડર હતો કે કંઈ તે ફિત્નાઓમાં હું સંડોવાય જાઉં.

*(બુખારી : ૨/૧૦૪૯)*

# કયામતની નિશાનીઓના ત્રણ પ્રકાર

કુર્આન શરીફમાં જે કયામતની નિશાનીઓ વર્ણન કરવામાં આવી છે, તેમાં વધુ પડતી તે નિશાનીઓ છે જે કયામતના આવવાના સમયે જ જાહેર

થશે, અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ હદીષોમાં, પાસે અને દૂરની નાની–મોટી દરેક નિશાનીઓ વર્ણન કરી છે.

અલ્લામા મુહંમદ બિન અબ્દુર્રસૂલ અલ બર્ઝન્જી રહ. (વફાત, ૧૦૪૦) એ પોતાની કિતાબ–અલ ઈશાઅહ લિ અશરાતિસ્સાઅહ, માં કયામતની નિશાનીઓના ત્રણ પ્રકાર બયાન કર્યા છે.

(૧) અલામાતે બઈદહ–દૂરની નિશાનીઓ, (૨) અલામાતે સુગ્રહ–નાની નિશાનીઓ, (૩) અલામાતે કુબ્રા–મોટી નિશાનીઓ.

## –: પહેલો પ્રકાર :–

## અલામાતે બઈદહ

આ તે પ્રકારની નિશાનીઓ છે જે ઘણાં વરસો પહેલાં જાહેર થઈ ચુકી છે અને તેને અલામાતે બઈદહ એટલા માટે કહેવામાં આવે છે કે તે નિશાનીઓ જાહેર થયા પછી કયામત અને તે નિશાનીઓ વચ્ચે એક રીતે લાંબુ અંતર છે, જેમકે ૧. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)નું દુનિયામાં નબી બનીને આવવું, ૨. નબુવ્વતનો સિલસિલો બંધ થવો, ૩. શક્કુલ કમર અર્થાત આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ના ઈશારાથી ચાંદના બે ટુકડા થવા, ૪. આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ની વફાત ૫. સિફ્ફીનની લડાઈ, ૬. તાતારિયોનો ફિત્નો, ૭. હિજાજની આગ વગેરે વગેરે.... આ સર્વે બનાવો કુર્આન અને હદીસની રોશનીમાં કયામતની નિશાનીઓ છે.

ઉપરોકત નિશાનીઓમાં એવી નિશાનીઓ છે જે હઝરત મુહંમદ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ના જીવન ચરિત્ર અને ઈસ્લામી ઈતિહાસની કિતાબોમાં વિસ્તારપૂર્વક વર્ણન થઈ ચૂકેલ છે. અને ગુજરાતી કિતાબોમાં ઉલ્લેખ થઈ ગયેલ છે. માત્ર બે નિશાનીઓનો સાર અત્રે રજૂ કરવામાં આવે છે.

## (૧) તાતારિયોનો ફિત્નો

ઉપરોકત નિશાનીઓમાંથી એક તાતારિયોનો ફિત્નો છે, જેની આગાહી અગાઉથી જ સહીહ હદીસોમાં આપવામાં આવી હતી.

બુખારી શરીફમાં છે કે હઝરત અબૂ હુરૈરહ રદિ. રિવાયત બયાન કરે છે કે જયાં સુધી તમે તુર્કીયો સાથે લડાઈ નહિ કરો ત્યાં સુધી કયામત આવશે નહિં, જેઓની આંખો નાની, લાલ રંગના મુખડા અને નાક નાનુ તથા ચપટુ હશે તેઓના મુખડા (ગોળાઈ અને જાડાઈમાં) એવી ઢાલ જેવા હશે જેના ઉપર અનેક ચામડાં ચઢાવી દેવામાં આવ્યા હોય, જેઓના જોડા બાલના હશે અને જયાં સુધી તમે એવા લોકો સાથે લડાઈ નહિ કરી લો, ત્યાં સુધી કયામત આવશે નહિં. *(બુખારી : ૧/૪૧૦)*

મુસ્લિમ શરીફની એક હદીસમાં ઉપરોકત માણસોની એક સિફત એ પણ બયાન કરવામાં આવી છે કે તેઓ બાલથી બનેલ પહેરવેશ પહેરતા હશે. *(મુસ્લિમ : ૨/૩૯૫)*

આ હદીસોમાં જે લોકો સાથે મુસલમાનોની લડાઈની ખબર આપવામાં આવી છે તેઓ તાતારીઓ છે, જેઓ તુર્કસ્થાનથી અલ્લાહનો ગઝબ બનીને ઈસ્લામી જગત ઉપર હુમ્લો કરવા તુટી પડયા હતા, જે લોકોની હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ જે જે નિશાનીઓ બતાવી હતી તે સર્વે તાતારિયોના ફિત્નામાં જાહેર થઈ જ ચુકી.

આ ફિત્નો ૬૫૬ હિ.સ.માં એટલા શિખરે પહોંચ્યો કે તાતારિયોના હાથે બગદાદની હુકૂમત ખતમ થઈ જવાનો ઈબ્રતનાક બનાવ બન્યો, તેઓએ બનૂ અબ્બાસના છેલ્લા ખલીફા મુસ્તઅસિમને કતલ કરી નાંખ્યા અને ઈસ્લામી જગતના વધુ પડતા દેશો તેઓના સકંજામાં આવી બર્બાદ થઈ ગયા,

મુસ્લિમ શરીફનું સ્પષ્ટિકરણ કરનાર અલ્લામહ નવવી રહ.એ તે યુગ પોતાની આંખોએ નિહાળેલ છે, કારણ કે તેઓનો જન્મ ૬૩૧ હિ.સ.માં થયો અને મૃત્યુ ૬૭૬ હિ.સ.માં થયું તેઓ ઉકત પ્રકારની હદીસોના અનુસંધાનમાં જણાવે છે કે :

આ સર્વે ભવિષ્યવાણીઓ અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)નો મોઅજિઝહ–ચમત્કાર છે, કારણ કે તુર્કીયો સાથે લડાઈ થઈ જ ચુકી તે સર્વે વિશેષણો જે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ (તેઓ વિષે) વર્ણન ફર્માવ્યા હતા તે તેઓના અંદર મૌજૂદ છે, (હદીસમાં વર્ણન થયેલ વિશેષણો બયાન કર્યા પછી જણાવે છે કે)

સારાંશ કે તુર્કીયો, હદીસમાં બયાન ફરમાવેલ સર્વે વિશેષણો સહીત અત્યારે હયાત છે, મુસલમાનોએ અનેકવાર તેઓ સાથે લડાઈ કરેલ છે અને અત્યારે પણ લડાઈ ચાલુ જ છે, આપણે અલ્લાહ તઆલાથી દુઆ ગુઝારીએ કે મુસલમાનોના હકમાં સારો ફેંસલો ફરમાવે, અને મુસલમાનો ઉપર પોતાની કૃપા અને દયા કાયમ રાખે, અને તેના રસૂલના ઉપર રહમતની વર્ષા ઉતારે જે પોતાની મનેચ્છાથી કંઈ કહેતા નથી, એ (ની વાણી) તો માત્ર વહી છે, જે મોકલવામાં આવે છે. *(મુસ્લિમ : ૨/૩૯૫)*

# (૨) હિજાઝમાંથી આગ નીકળશે

કયામતની ભવિષ્યવાણીઓમાંથી હિજાઝની તે મહાન આગ છે જે નીકળવાની અલ્લાહ તઆલાના પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ખબર આપી હતી, બુખારી શરીફ અને મુસ્લિમ શરીફમાં હઝરત અબૂ હુરૈરહ રદિ.ની રિવાયત નકલ થયેલ છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ફરમાવ્યું કયામત ત્યાં સુધી નહિં આવે જયાં સુધી હિજાઝની ભૂમીમાંથી એક આગ નહિં નીકળે જે બસરા (ઈરાક)માં ઊંટોની ગર્દનો પ્રકાશિત કરી દેશે.

*(બુખારી, કિતાબુલ ફિતન : ૨/૧૦૫૪, મુસ્લિમ : ૨/૩૯૩)*

બુખારી શરીફની શરહ, ફત્હુલ બારીમાં એ રિવાયત વધુ વિગત સાથે લખેલ છે કે હઝરત ઉમર રદિ. અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)નું ફરમાન નકલ કરે છે કે "કયામત ત્યાં સુધી નહિ આવે જયાં સુધી કે હિજાઝની ખીણો પૈકી એક ખીણમાંથી એક આગ ફેલાય જશે જેના કારણે બસરાના ઊંટોની ગર્દનો રોશન થઈ જશે. *(ફત્હુલ બારી : ૧૩/૬૮)*

આ ભયંકર આગ પણ તાતારીઓના ફિત્નાથી એક વરસ અગાઉ જ મદીનહ મુનવ્વરહના આસપાસ તે વિશેષણો સાથે જ પ્રગટ થઈ ચૂકી છે જેનું વર્ણન ઉપરોકત હદીસોમાં કરવામાં આવ્યું.

*(ફત્હુલબારી : ૧૩/૬૭, ઉમ્દતુલકારી : ૨૪/૨૧૨, ઈર્શાદુસ્સારી : ૧૦/૨૦૩)*

ઉપરોકત રિવાયતમાં બયાન થયેલ આગ ૬ જમાદિયુલ આખર ૬૫૪ હિ.સ.ના જુમ્આના દિવસે નીકળી, અને મોજાઓ મારતા સમુદ્રની જેમ એવી ફેલાઈ ગઈ કે જે પહાડ પણ એના સામે આવી ગયો તેને રાખોડીનો ઢગલો બનાવી દીધો, ૨૭, રજ્જબને રવીવાર (બાવન દિવસ)

સુધી લગાતાર સળગતી રહી અને સંપૂર્ણપણે ઠંડી પડતા લગભગ ત્રણ માસ વીતી ગયા, અને એટલી ભારે આગ ભડકતી હતી કે તેનો પ્રકાશ, મક્કહ મુકર્રમહ, યમ્બૂઅ અહિંયા સુધી કે (હદીસમાં ભવિષ્યવાણી આપ્યા મુજબ) બસરા (ઈરાક) સુધી જોવા મળ્યો, એની ખબર વાયુવેગે સમગ્ર ઈસ્લામી જગતમાં ફેલાય ગઈ હતી અને તે યુગના મુહદ્દિષીન–હદીષ બયાન કરનાર આલિમોએ અને ઈતિહાસ લખનાર લોકોએ તેનું વર્ણન પોતાની કિતાબોમાં કર્યુ છે.

અલ્લામહ નવવી રહ. જે તે યુગના બુઝુર્ગોમાંથી છે તેઓ ઉપરોકત હદીષ શરીફના સ્પષ્ટિકરણમાં લખે છે કે :

"હદીષમાં જે આગની ખબર આપવામાં આવી છે તે કયામતની નિશાનીઓમાંથી એક મજબૂત નિશાની છે અને અમારા સમયમાં મદીનહ તૈય્યિબહમાં એક આગ ૬૫૪ હિ.માં નીકળેલ છે જે ઘણી મહાન આગ હતી. *(શર્હે સહીહ મુસ્લિમ : ૨/૩૯૩)*

બુખારી શરીફની શરહ ફત્હુલબારીમાં ઉપરોકત હદીષના વિવરણમાં વધુ વિગત લખેલ છે કે હિજાઝ– મદીનહ મુનવ્વરહમાં એક આગ નીકળી ચુકેલ છે, તેની શરૂઆત અતિશય તિવ્રતાવાળા ધરતીકંપ સાથે થઈ, ધરતીકંપ બુધવાર ૩ જમા.આખર ૬૫૪ હિ.સ.ની રાત્રે ઈશાંની નમાઝ પછી શરૂ થયો અને જુમ્આના દિવસે ચાશતના સમય સુધી લગાતાર ચાલુ રહી બંધ થઈ ગયો, અને આગ "કુરૈઝહ" નામના સ્થળે "હર્રહ" પાસે પ્રગટ થઈ,એક એવા મહાન શહેરના રૂપમાં નજર આવી રહી હતી કે તેની ચારેવ બાજુએ કિલ્લાઓ હોય, અને તેના ઉપર મીનારીઓ, બુલંદ અને મોટા મીનારા હોય, અમુક એવી વ્યકિતઓ પણ નજરે પડી કે જેઓ તે આંગને હાંકી રહ્યા હતા, કોઈ પણ પર્વત પાસેથી પસાર થતી હતી તે તેને પાડી નાંખતી હતી અને ઓગાળી દેતી હતી, તે આગમાંથી એક ભાગ લાલ રંગ અને આસમાની રંગનો નહેરના જેમ વહેતો હતો, જેમાં વાદળના જેમ ગરજવાનો અવાજ આવતો હતો તે પોતાની સામેની શીલાઓને પોતાની લપેટમાં લઈ લેતો હતો અને ઈરાકી મુસાફરોના રહેઠાણ સુધી પહોંચી જતો હતો અને તેના કારણે એક ઘણી મોટી રાખોડી ભેગી થઈ ગઈ, પછી આગ મદીનહ મુનવ્વરહ સુધી પહોંચી ગઈ, તે છતાં મદીનહ

મુનવ્વરહમાં ઠંડી હવા આવતી હતી, અને તે આગમાં સમુદ્રના જેમ ઉછળવા કુદવાનું દ્રશ્ય જાહેર થતું હતું. *(ફત્હુલબારી : ૧૩/૯૮)*

તે યુગના મહાન આલિમ અલ્લામહ કુત્બુદ્દીન અલ કસ્તલાની રહ. છે જેઓ તે સમયે મક્કહ મુકર્રમહમાં હાજર હતા તેઓએ મજકૂર આગ વિષે ઘણી છણાવટ સાથે કામ કર્યુ અને તે વિષય પર એક કિતાબ લખી, તેઓએ આશ્ચર્યજનક એક બનાવ વર્ણન કર્યો છે.

"મને એક ભરોષાપાત્ર માણસે ખબર આપી કે તેઓએ હર્રહના પથ્થરોમાંથી એક મહાન પથ્થર પોતાની આંખોથી જોયો છે કે જેનો અમૂક ભાગ હરમે મદનીની હદથી બહાર હતો, આગ માત્ર તે ભાગને જ લાગી જે હરમે મદનીથી બહાર હતો અને આગ જયારે તે ભાગ પાસે પહોંચી જે ભાગ હરમે મદનીમાં શામેલ હતો ત્યારે બુઝાઈ ગઈ અને ઠંડી થઈ ગઈ.
*(ઈર્શાદુસ્સારી : ૧૦/૨૦૩)*

ઉપરોકત બનાવમાં જણાવવામાં આવ્યું કે આ ભયાનક આગ હરમે મદનીમાં પ્રવેશ કરી શકી નહિં, એટલે સુધી કે પથ્થરનો જે ભાગ હરમે મદનીની બહાર હતો તેને સળગાવી દીધો અને અંદરના ભાગ સુધી પહોંચતા પહેલાં ઠંડી થઈ ગઈ એ પણ હઝરત મુહંમ્મદ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)નો મોઅજિઝહ–ચમત્કાર છે.
*(અલામાતે કયામત ઓર નુઝૂલે મસીહ : ૧૩૧)*

કાજીયુલ કુજાત સદ્રુદીન હનફી રહ. જેઓનો જન્મ ૬૪૨ હિ.સ.માં થયો હતો આગ નીકળવાના સમયે તેઓ બસરામાં હતા, તેવણે પોતે મહાન મુફસ્સિર હાફિઝ ઈબ્ને કષીર રહ.ને જણાવ્યું કે "જે સમયે એ આગ પ્રગટ થઈ હતી મેં બસરામાં એક દીહાતીની વાત સાંભળી જે મારા વાલિદ સા.(શૈખ સફિય્યુદીન રહ.) ને બતાવતા હતા કે અમે લોકોએ તે આગના પ્રકાશમાં ઊંટોની ગરદનો જોઈ છે.
*(અલ બિદાયહ વન્નિહાયહ : ૧૩/૧૯૧)*

આ તે વાત છે જેની ભવિષ્યવાણી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ સહીહ હદીસોમાં આપી હતી કે (૧) તે આગ હિજાઝમાં નીકળશે, (૨) એક ખીણમાં વહેશે, (૩) બસરામાં ઊંટોની ગરદનો રોશન–પ્રકાશિત થઈ જશે, આ સર્વે બાબતો જેમ હદીષોમાં વર્ણન કરવામાં આવી હતી તેવી જ જાહેર થઈને રહી.

સારાંશ કે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ના આ એવા મોઅજિઝહ છે જે આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ની વફાત પછી સદીયો વીતી ગયે હુબહુ જાહેર થયા, અને ભવિષ્યકાળની જે કંઈ ખબરો આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ આપેલ છે તે નિશંક એક એક જાહેર (થઈ રહેલ છે અને)થશે, અને આવતી પેઢીઓ માટે આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ના સાચા નબી અને બરહક રસૂલ હોવાની દલીલ બનીને જ રહેશે.

આ પહેલા પ્રકારની કયામતની નિશાનીઓની યાદી જે ગણાવી આપી તે અને એના સિવાયની નિશાનીઓ સદીયો પહેલાં જાહેર થઈ ચુકી છે અત્યારે કિતાબ મોટી ન થઈ જાય તે કારણે સર્વે નિશાનીઓ વિસ્તારપૂર્વક રજૂ કરી શકાય તેમ નથી બે નિશાનીઓ વર્ણન કરેલ છે જે બોધગ્રહણ કરનાર માટે બહુ વધારે છે.

## –: બીજો પ્રકાર :–

## અલામાતે સુગ્રા–નાની નિશાનીઓ

આ તે પ્રકારની નિશાનીઓ છે જે પ્રતિદિન જાહેર થતી રહે છે, જેમાથી ઘણી નિશાનીઓ તો જાહેર થઈ ચુકી છે, પરંતુ હજુ સુધી સંપન્ન થઈ નથી અને પ્રતિદિન તેમાં વધારો થઈ રહ્યો છે.

આ પ્રકારની નિશાનીઓની યાદી ઘણી વિસ્તારપૂર્વક છે, જેનો સંબંધ વર્તમાન યુગ સાથે હોવાના કારણે વિસ્તારપૂર્વક રજૂ કરવામાં આવે છે.

## વર્તમાનયુગ વિષે કયામતની નિશાનીઓ

## મસ્જીદમાં ઈમામનું ન હોવું

હઝરત સુલામહ રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું કયામતની નિશાનીઓમાંથી એક નિશાની એ પણ છે કે ‘‘મસ્જીદવાળા એક બીજાને ઈમામત કરવા માટે આગ્રહ કરશે છતાં કોઈ ઈમામત કરનાર નહિ હોય.’’

*(અબૂદાઉદ શરીફ: ૧/૮૬)*

# ખરાબ લોકો બાકી રહેશે

હઝરત મિર્દાસ અસ્લમી રદિ. રિવાયત બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : "એક એક કરીને નેક લોકોની રૂહો કબ્જે કરી લેવામાં આવશે, અને તુચ્છ દરજજાના માણસો રહી જશે અલ્લાહને તેઓની પરવા નહિં હોય." *(બુખારી : ૨/૫૯૮)*

# અરબોની હલાકત

મુહંમદ બિન રઝીન પોતાની વાલિદાની વાત નકલ કરે છે કે જયારે કોઈનુ મૃત્યુ થતું ત્યારે ઉમ્મુલહરીર ઘણાં જ રડતાં હતાં તેઓને કોઈએ પુછયું કે અરબમાંથી કોઈનું મૃત્યુ થાય છે ત્યારે તમો ઘણાં જ રડો છો ! (એનુ શું કારણ ?) તેઓએ જવાબ આપ્યો કે મારા પતિ (તલ્હા બિન માલિક રદિ.) સંભળાવતા હતા કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ઈર્શાદ ફરમાવ્યો કે કયામતના નજીક અરબો હલાક થઈ જશે.

*(કન્ઝુલ ઉમ્માલ : ૧૪/૯૯)*

# પુરૂષોની અછત અને સ્ત્રીઓનો વધારો

હઝરત અનસ રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો "કયામતની નિશાનીઓમાંથી એ છે કે ઈલ્મ ઉઠાવી લેવામાં આવશે, અભણતા વધી જશે, વ્યભિચાર વધી જશે, દારૂનો વપરાશ ફેલાય જશે, પુરૂષોની અછત અને સ્ત્રીઓ એટલી વધી જશે કે પચાસ સ્ત્રીઓની સંભાળ કરનાર એક પુરૂષ હશે." *(મિશ્કાત : ૪૬૯)*

# અમાનતમાં ખિયાનત

હઝરત અબૂ હુરૈરહ રદિ.રિવાયત બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) વાતો ફરમાવી રહ્યા હતા તેવામાં એક દિહાતી–ગામડાવાસી આવ્યા અને તેમણે પ્રશ્ન કર્યો કે કયામત કયારે આવશે ? આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ જવાબ આપ્યો કે "જયારે અમાનતમાં ખિયાનત થવા લાગશે ત્યારે કયામતની રાહ જોશો,

તે દિહાતીએ ફરી સવાલ કર્યો કે અમાનતમાં ખિયાનત કેવી રીતે થશે ? આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું : જયારે કોઈ પણ હોદ્દો લાયકાત વિનાને સુપરત કરવામાં આવે ત્યારે કયામતની રાહ જુઓ.'' *(મિશ્કાત : ૪૬૯)*

# સમયનું જલ્દી પસાર થવું

હઝરત અનસ રદિ. રિવાયત બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે કયામત ત્યાં સુધી નહિ આવશે જયાં સુધી કે સમય જલ્દી પસાર થવા ન લાગે, એક વરસ એક મહિના સમાન અને મહિનો અઠવાડિયા સમાન અને અઠવાડિયુ એક દિવસના સમાન અને એક દિવસ કલાકના સમાન અને કલાક એક ચિંગારીના (સળગી જવા) સમાન થઈ જશે.'' *(મિશ્કાત શરીફ–૨/૪૭૦)*

# માલ–દૌલતને વેડફી નાખનાર કાર્યકર્તા

હઝરત જાબિર રદિ. રિવાયત બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું ''અંતિમ યુગમાં તમારા એવા કાર્યકર્તાઓ હશે જેઓ માલ (પાણીના જેમ) ખર્ચ કરશે અને તેની ગણત્રી પણ કરશે નહિં.'' *(મુસ્લિમ : ૨/૩૯૫)*

# બે જુથો વચ્ચે લડાઈ

હઝરત અબૂહુરૈરહ રદિ. ની એક લાંબી રિવાયતમાં છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : ''કયામત ત્યાં સુધી નહિ આવે જયાં સુધી બે મહાન જુથો વચ્ચે લડાઈ નહિં થાય, બંને વચ્ચે મહાન યુધ્ધ થશે બંને જુથો એક જ બાબતના દાવેદાર હશે, *(મુસ્લિમ : ૨/૩૯૦)*

# લોંડી માલિકને જનમશે અને ઊંચી ઈમારતો બનશે

''જયારે તમે જુઓ કે લોંડી પોતાના માલિકને જનમ આપશે અને ખુલ્લા બદન અને ખુલ્લા પગવાળા, જાનવરોના ચરાવનારા જયારે એક

બીજાના મુકાબલામાં ઊંચી–ઊંચી ઈમારતો બનાવવા લાગે ત્યારે કયામતનો ઈન્તિઝાર કરશો.'' (અલ ઈશાઅહ–પેજ,૭૩)

## ઈલ્મ નાની ઉંમરના લોકો પાસે હશે

હઝરત અબૂઉમૈય્યહ અલજુમ્હીથી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું ''કયામતની એક નિશાની એ પણ છે કે ઈલ્મ નાની ઉંમરના માણસોને પુછવામાં આવશે.''

(કન્ઝુલ ઉમ્માલ ૧૪/૯૫)

## મક્કા મુકર્રમાનું વેરાન થવું અને આબાદ થવું

હઝરત ઉમર બિન ખત્તાબ રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો (કે એક સમય એવો આવશે) કે ''મક્કા મુકર્રમાના રહેવાસીઓ મક્કા મુકર્રમા છોડી ચાલ્યા જશે અમૂક સમય પછી પાછા ફરશે અને તેમાં મોટી મોટી ઈમારતો બનાવવામાં આવશે, પાછા અમૂક સમય પછી મક્કામાંથી નીકળી જશે અને પછી કદાપી પાછા ફરશે નહિં.'' (કન્ઝુલ ઉમ્માલ ૩/૧૪)

## ચંદ્રના નાના મોટા હોવા બાબત

હઝરત અનસ રદિ. રિવાયત બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે ''કયામતના પહેલાં લોકો ચંદ્રને પહેલે દિવસે જોઈ લેશે અને (પહેલી તારીખના ચંદને જોઈ) કહેવામાં આવશે કે આ તો બીજી તારીખનો ચાંદ છે, અને મસ્જીદોમાંથી લોકો પસાર થશે અને અચાનક મૌતના બનાવો બનશે.''

(કન્ઝુલ ઉમ્માલ ૧૪/૯૯)

## જાહિલ આબિદ અને ફાસિક કારી

હઝરત અનસ રદિ. રિવાયત બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે ''આખિર ઝમાનામાં જાહિલ લોકો ઈબાદત ગુઝાર અને ફાસિક લોકો કારી હશે.''

(કન્ઝુલ ઉમ્માલ,૧૪/૧૦૦)

# મસ્જીદની ઈમારત વિષે ગર્વ કરવો

હઝરત અનસ રદિ. રિવાયત બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે "જયાં સુધી લોકો મસ્જીદની ઈમારત વિષે એક બીજા ઉપર ગર્વ કરવા ના લાગે ત્યાં સુધી કયામત આવશે નહિં." (કન્ઝુલ ઉમ્માલ, ૧૪/૧૦૦)

# રિયાકારી અને નામના મેળવવી

હઝરત અબૂહુરૈરહ રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે "જયાં સુધી પરહેઝગારી નામના કમાવવા માટે નહિં કરવામાં આવે કયામત આવશે નહિં." (કન્ઝુલ ઉમ્માલ, ૧૪/૧૦૧)

# કયામતની સ્પષ્ટ નિશાનીઓ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ મને સંબોધતાં ફરમાવ્યું : "હે ઈબ્ને મસઉદ ! કયામતની અમૂક નિશાનીઓ છે, સાંભળો! કયામતની નિશાની એ છે કે પુત્ર ગુસ્સા વાળો હશે, વરસાદમાં ગરમી લાગશે, ખરાબ લોકો છવાય જશે, સાચાઓને જુઠાડવામાં આવશે અને જુઠાઓની વાત માનવામાં આવશે, ખયાનત કરનાર માણસો પાસે અમાનત રાખવામાં આવશે અને અમાનતદારને ખયાનતદાર લેખવામાં આવશે, ત્રાહિત લોકો સાથે સંબંધો વધારવામાં આવશે અને સગાવહાંલા સાથે સંબંધ તોડવામાં આવશે, દરેક કુટુંબના મુનાફિક માણસો અને દરેક બજારના ફાસિક માણસો વડીલ બની જશે, કુટુંબનો અતિશય તુચ્છ માણસ ઈમાનવાળો માણસ હશે, મસ્જીદના મેહરાબોને શણગારવામાં આવશે અને દિલો વેરાન થઈ જશે, પુરૂષ, પુરૂષ સાથે અને સ્ત્રી, સ્ત્રી સાથે જાતીયસંબંધ વડે મઝા માણસે, મસ્જીદોનું રક્ષણ કરવામાં આવશે અને મિમ્બર ઊંચા બનાવી દેવામાં આવશે, દુનિયાની પડતર જમીનને આબાદ કરવામાં આવશે અને આબાદ જગ્યાઓને વેરાન કરવામાં આવશે, વાજિંત્ર સામાન્ય બની જશે, દારૂ પીવામાં આવશે, પોલિસો વધી જશે, ખામીઓ તલાશ કરનાર અને માંઠુ બોલનાર અને વ્યભિચારથી જન્મેલ સંતાનો વધી જશે." (કન્ઝુલ ઉમ્માલઃ ૧૪/૧૦૧)

માણસોને પોતાની ઔલાદના કારણે રંજ થશે, જેઓની ઔલાદ નહિ હોય તેઓ ખુશમય જીવન પસાર કરશે; બળવો અને ઈર્ષા, કંજુસાય જાહેર થશે, લોકોનો નાશ થશે, જુઠાણુ વધી જશે, સત્ય ઓછુ થઈ જશે, લોકોમાં મતભેદ વધી જશે, પોતાના મનની તાબેદારી કરવામાં આવશે, ધારણાં મુજબ ચુકાદાઓ આપવામાં આવશે. *(અલ ઈશાઅહ : પેજ,૭૪)*

# માલદારોને માન્યતા આપવામાં આવશે

હઝરત અબૂઝર ગિફારી રદિ. રિવાયત બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે ''જયારે કયામત પાસે આવી જશે ત્યારે વેપાર વધી જશે, માલ પણ વધી જશે, માલદારોની માલના કારણે ઈઝઝત કરવામાં આવશે, નગ્નતા વધી જશે, બાળકો સત્તા સંભાળશે, સ્ત્રીઓનું પ્રમાણ વધી જશે, સત્તાધીશોનો અત્યાચાર વધી જશે, માપ–તોલમાં ઘટાડો કરવામાં આવશે, પુરૂષ માટે પોતાના બાળકની તર્બિયત કરવા કરતાં કુતરાના બચ્ચાને પાળવુ આસાન બની જશે, મોટેરાનો આદર કરવામાં નહિં આવે, બાળકો પર દયા કરવામાં નહિં આવે, વ્યભિચારથી જન્મેલ સંતાનો વધી જશે, સરેઆમ વ્યભિચાર કરવામાં આવશે.''

# જીવન વ્યવહારમાં સ્ત્રીઓ ભાગ લેશે

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે ''કયામતના પહેલાં આ બાબતો જરૂર થશે; ઓળખિતા માણસોને સલામ કરવામાં આવશે, વેપાર–વ્યહાર એટલો ફેલાઈ જશે કે પત્નિ પોતાના ધણીના કારોબારમાં ભાગીદાર બનશે.'' *(કન્ઝુલ ઉમ્માલ : ૧૪/૧૦૩)*

# ઉજજડ જગ્યાઓ આબાદ થશે

''કયામતની નિશાની એ પણ છે કે દુનિયાના આબાદ ભાગોને ઉજજડ કરી દેવામાં આવશે અને ઉજજડ ભાગોને આબાદ કરી દેવામાં આવશે.'' *(કન્ઝુલ ઉમ્માલ,૧૪/૧૦૫)*

## અવલાદ ગુસ્સાનુ કારણ બનશે

"કયામતની નિશાનીઓમાંથી એક એ પણ છે કે ઔલાદ ગુસ્સાનું કારણ બની જશે, વરસાદમાં ગરમી પડશે, ખરાબ લોકોનું પ્રમાણ વધી જશે." *(અલ ઈશાઅહ : પેજ,૭૧)*

## મસ્જીદોના નામો રાખવામાં આવશે

"કયામતની નિશાની એ પણ છે કે મસ્જીદોના નામો રાખવામાં આવશે, મિમ્બર ઊંચા રાખવામાં આવશે અને એક અર્થ એ પણ થાય છે કે મીનારા ઊંચા રાખવામાં આવશે." *(અલ ઈશાઅહ : પેજ,૭૧)*

## વરસાદ વધુ અને પાક ઓછો

"કયામતની નિશાનીઓમાંથી એ પણ છે કે વરસાદ વધારે પડશે પરંતુ પાક–ઉપજ ઓછી થશે, કારીઓ વધુ થશે, મસાઈલ–અહકામના નિષ્ણાંતો ઓછા હશે, અમીર વધારે હશે અને અમીન–અમાનતદાર ઓછા હશે." *(અલ ઈશાઅહ : પેજ,૭)*

## એક બીજાની લા'નત કરવી

હઝરત અલી રદિ. રિવાયત બયાન કરે છે કે "અંતિમયુગમાં એવા લોકો પૈદા થશે કે તેઓ જયારે એક બીજાની મુલાકાત લેશે તો સલામ કરવાના બદલે એક બીજાની લા'નત કરીને વાતનો આરંભ કરશે."

## ભિખારીઓ વધુ થઈ જશે

અને કયામતની નિશાની એ છે કે ભિખારીઓ આંટા ફેરા મારશે પણ કોઈ તેઓને આપશે નહિં. *(અલ ઈશાઅહ, ૭૪)*

## વખાણ કરી દૌલત મેળવવી

એક રિવાયતમાં આવે છે "કયામત ત્યાં સુધી નહિં આવે જયાં સુધી એવા પ્રકારના લોકો જાહેર ન થઈ જાય જેઓ પોતાની જીભ મારફતે ખાશે જેમકે ગાય પોતાની જીભ વડે ખાય છે; અલ ઈશાઅહ નામની કિતાબમાં એનો ભાવાર્થ બયાન કરવામાં આવેલ છે કે લોકો દેખાવ પુરતુ એક

બીજાથી મુહોબ્બત કરશે અને દિલોમાં નિફાક હશે અને એક બીજાના વખાણ કરી માલ–દૌલત પ્રાપ્ત કરશે.''

# પુરૂષ સાથે જાતીય સંબંધ કરવો

''કયામતની નિશાનીઓમાંથી એ છે કે પુરૂષ, પુરૂષ સાથે જાતીય સંબંધ જોડશે અને પોતાની વાસના પુરી કરશે જેને અલ્લાહ તઆલાએ હરામ કરેલ છે અને તેનાથી અલ્લાહ તઆલા નારાજ થાય છે, એવીજ રીતે સ્ત્રી, સ્ત્રી સાથે જાતીયસંબંધ કાયમ કરશે એને પણ અલ્લાહે હરામ ઠેરવેલ છે અને તેનાથી નારાઝ થાય છે.''

# અયોગ્ય રીતે વારસા–વહેંચણી

''હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ રદિ.ની રિવાયતમાં છે કે કયામત નહિં આવે જયાં સુધી કે વારસા–વહેંચણી હકદરોમાં નહિં કરવામાં આવે અને ગનીમતનો માલ મળવાથી ખુશી નહિ થાય.'' *(મુસ્લિમ : ૨/૩૯૨)*

# બજાર નજીક થઈ જશે

''અને બજારો નજીક નજીક થઈ જશે જેનો મતલબ એ બતાવવામાં આવ્યો કે લોકો એક બીજાથી નફો ઓછો મળવાની ફરિયાદ કરશે.''

# ફેશન અને ઐયાશી

હઝરત ઈબ્ને ઉમર રદિ.રિવાયત બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે ''લોકો અંતિમયુગમાં ગાદીઓ (વાળી સવારી)પર સવાર થઈ મસ્જીદોના દરવાજા સુધી આવશે, તેઓની સ્ત્રીઓ એટલો બારિક પોશાક પહેરશે કે નગ્ન લાગશે તેણીઓના માથા પર અરબી ઊંટના ઢેકા સમાન બાલો હશે,તેણીઓ ઉપર લા'નત વરસાવો, તેણીઓ લા'નતના પાત્ર છે.''

*(અલ ઈશાઅહ)*

''અંતિમયુગમા અમૂક એવા લોકો હશે જેઓના હાથમાં ગાયના પુંછડા જેવા કોયળા હશે (જેનાથી તેઓ લોકોને મારશે) તેવા લોકો સવારે અલ્લાહના ગઝબ સાથે નીકળશે, અલ્લાહને નારાજ કરીને સાંજે પાછા ફરશે.'' *(અલ ઈશાઅહ : પેજ ૭૮)*

# કયામતની ૭૨ નિશાનીઓ

હઝરત હુઝૈફા રદિ. રિવાયત બયાન કરે છે કે નબીએ અકરમ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ઈર્શાદ ફરમાવ્યો કે બોત્તેર વસ્તુઓ કયામતના પાસે હોવાની નિશાનીઓ છે :–

(૧) જયારે લોકો નમાઝોની પરવા ના કરે.
(૨) અમાનતમાં ખયાનત કરવા લાગે.
(૩) વ્યાજ ખાવા લાગે.
(૪) જુઠને હલાલ સમજવા લાગે.
(૫) નજેવી બાબતોમાં ખૂન થઈ જાય.
(૬) ઊંચી– ઊંચી ઈમારતો બનવા લાગે.
(૭) દીનને વેચી દુનિયા કમાવવામાં આવે.
(૮) સગા–વહાંલા સાથે સંબંધ તોડવામાં આવે.
(૯) ઈન્સાફ નબળો થઈ જાય.
(૧૦) જુઠ, સત્ય બની જાય.
(૧૧) પોષાક, રેશમનો બની જાય.
(૧૨) અત્યાચાર.
(૧૩) તલાક.
(૧૪) અચાનક મૌત આમ રીતે થવા લાગે.
(૧૫) અપ્રમાણિકને પ્રમાણિક.
(૧૬) પ્રમાણિકને અપ્રમાણિક ગણવામાં આવે.
(૧૭) જુઠાને સાચો સમજવામાં આવે.
(૧૮) સાચાને જુઠો સમજવામાં આવે.
(૧૯) તોહમત લગાવવાનું આમ થઈ જાય.
(૨૦) વરસાદ પડવા છતાં ગરમી લાગે.
(૨૧) ઔલાદ, ગુસ્સા અને ઉદાસિનતાનું કારણ બની જાય.
(૨૨) અમીર, અને
(૨૩) વઝીર જુઠથી ટેવાયલા બની જશે
(૨૪) અમાનતદાર માણસો ખયાનત કરવા લાગશે.

(૨૫) મુખી પ્રકારના લોકો (ચૌધરીઓ) ઝુલ્મ કરવા લાગે.

(૨૬) આલિમ, અને

(૨૭) કારીઓ બદકારી કરવા લાગે.

(૨૮) જયારે લોકો ઘેટાંઓનું ચામડું પહેરવા લાગશે.

(૨૯) તેઓના દિલ મુરદારથી વધારે દુર્ગંધ, અને

(૩૦) એળીઓ (એક પ્રકારની કડવી જળી–બુટ્ટી) થી વધારે કડવા થઈ જશે ત્યારે અલ્લાહ તઆલા તેઓને એવા ફિત્નાઓમાં સંડોવી આપશે જેમાં યહૂદી ઝાલિમોના જેમ રખડતા થઈ જશે.

(૩૧) અને સોનુ આમ થઈ જશે.

(૩૨) ચાંદીની માંગણી વધી જશે.

(૩૩) ગુનાહો વધારે થવા લાગશે.

(૩૪) અમન–શાંતિ ઓછી થઈ જશે.

(૩૫) કુર્આન શરીફને શણગારવામાં આવશે.

(૩૬) મસ્જીદોને ફુલ–બુટ્ટાઓ વડે શણગાર કરવામાં આવશે.

(૩૭) ઊંચા–ઊંચા મીનારા બનાવવામાં આવશે.

(૩૮) દિલો વેરાન થઈ જશે.

(૩૯) શરાબ–દારૂ પીવામાં આવશે.

(૪૦) શરીઅતની નક્કી કરેલ સઝાઓને નષ્ટ કરી દેવામાં આવશે.

(૪૧) લોંડી પોતાના માલિકનો જનમ આપશે.

(૪૨) જે લોકો ઉઘાડા પગે અને નગ્ન બદને ફરતા હતા તેઓ બાદશાહ અને અમીર બની જશે.

(૪૩) જીવનના કારોબાર અને વેપારમાં પત્નિ, પતિના સાથે ભાગીદાર બની જશે

(૪૪) પુરૂષો, સ્ત્રીઓની, અને

(૪૫) સ્ત્રીઓ પુરૂષોની નકલ ઉતારશે.

(૪૬) અલ્લાહના સિવાય સોગંદ–કસમો ખાવામાં આવશે.

(૪૭) મુસલમાન પણ વણમાગી જુઠી ગવાહી આપવા તૈયાર થઈ જશે

(૪૮) ઓળખીતાને જ સલામ કરવામાં આવશે.

(૪૯) પરાહિત મઝહબના કારણે ઈસ્લામી કાનૂન પઢવામાં આવશે.
(૫૦) આખિરતના અમલ વડે દુનિયા કમાવવામાં આવશે.
(૫૧)ગનીમતને દૌલત,
(૫૨) અમાનતને ગનીમતનો માલ, અને
(૫૩) ઝકાતને દંડ સમજવામાં આવશે.
(૫૪) સૌથી વધારે તુચ્છ માણસ લોકોનો લીડર બની જશે.
(૫૫) માણસ પોતાના બાપની નાફરમાની કરશે.
(૫૬) અને માં ની સાથે અયોગ્ય વર્તાવ કરશે.
(૫૭) દોસ્તને નુકશાન પહોંચાડવાથી ખચકાશે નહિં.
(૫૮) પત્નિની તાબેદારી કરવામાં આવશે.
(૫૯) દુષ્કારી લોકો મસ્જીદોમાં ઊંચા અવાજે બોલશે.
(૬૦) ગાનારી સ્ત્રીઓ રાખવામાં આવશે.
(૬૧) વાજિંત્રોનો સામાન રાખવામાં આવશે.
(૬૨) ખુલ્લે આમ શરાબ–દારૂ પીવામાં આવશે.
(૬૩) અત્યાચારને ગર્વની બાબત સમજવામાં આવશે.
(૬૪) ઈનસાફ વેચાય જશે.
(૬૫) પોલિસો વધી જશે.
(૬૬) કુર્આન શરીફને ગાવાનું સાધન બનાવી દેવામાં આવશે.
(૬૭) જાનવરોના ચામડાના મોઝા બનાવી પહેરવામાં આવશે.
(૬૮) અને ઉમ્મતના માણસો, પોતાના પુર્વજોને બુરૂ–ભલુ કહેશે.
(૬૯) ત્યારે લાલ રંગની આંધીઓ,
(૭૦) જમીનમાં ધસી જવાનો,
(૭૧) શકલ–સુરત બદલાય જવાનો,
(૭૨) આકાશ પરથી પથ્થરનો વરસાદ વરસવા જેવા અઝાબોની રાહ જોશો.''

*(દુર્રે મન્સુર: ૬/૫૨)*



# હજજતુલ વિદાઅ વખતે હુઝૂર (સલ.)નું કા'બા પાસે બયાન

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ રદિ. બયાન ફરમાવે છે કે હજ્જતુલ વિદાઅના સમયે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ કઅબતુલ્લાહના દરવાજાનું કડુ પકડીને ફરમાવ્યું : ''હે લોકો ! શું હું તમને કયામતની નિશાનીઓ ના બતાઉ ? ! હઝરત સલમાન રદિ. ઉભા થયા અને અરજ કરી; હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) અમારા મા–બાપ આપ પર કુર્બાન થાય, જરૂર બતાવો,હુઝૂર(સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : કયામતની નિશાનીઓ એ છે કે લોકો નમાઝની પરવા નહિ કરે, મનની ઈચ્છાની તાબેદારી કરશે, માલદારોની ઈઝઝત કરશે, હઝરત સલમાન રદિ.ને આશ્ચર્ય થયું, તેઓએ સવાલ કર્યો, શું અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) ! એમ ખરેખર બનશે ? ! અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ જવાબ આપ્યો, તે જાતની કસમ જેના તાબામાં મારી જાન છે એમ જરૂર બનશે, તેવા સમયે ઝકાતને દંડ સમજવામાં આવશે, અમાનતને માલે ગનીમત સમજવામાં આવશે, સાચાઓને જુઠાડવામાં આવશે અને જુઠાઓની વાતો માનવામાં આવશે, ખયાનત કરનારને અમાનતદાર અને અમાનતદારને ખયાનત કરનાર સમજવામાં આવશે, પાપી અને તુચ્છ માણસોને લવાદી બનાવવામાં આવશે, લોકોએ એનો ભાવાર્થ પુછયો ત્યારે આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ જવાબ આપ્યો કે જે માણસને વાત કરવાની પધ્ધતીનું ભાન ન હોય તેવા માણસો લોકોના વચ્ચે વાતચીત કરવાનું શરૂ કરી આપશે, દસમાંથી નવ માણસો હક વાતને નકારવા લાગશે, ઈસ્લામ નાબૂદ થઈ જશે માત્ર ઈસ્લામના રસ્મ–રિવાજો બાકી રહેશે, કુર્આન શરીફને સોના વડે શણગારવામાં આવશે, મારી ઉમ્મતના પુરૂષોનું શરીર વધી જશે, લોંડીઓથી મશ્વેરો લેવામાં આવશે, મિમ્બરોના ઉપર બાળકો ખુત્બો આપવા લાગશે, સ્ત્રીઓ સાથે વાતચીત કરવી સામાન્ય બની જશે, યહૂદીયો અને ઈસાઈઓની ઈબાદતગાહોને જેવી રીતે શણગારવામાં આવે છે તેવી રીતે મસ્જીદોને શણગારવામાં

આવશે, મિમ્બરો ઊંચા બનાવવામાં આવશે, સફો વધારે થઈ જશે જયારે કે દિલોમાં દુશ્મની હશે અને ભાષા વિવિધ પ્રકારની બોલનારાઓ હશે, વાસના વધી જશે, હઝરત સલમાન રદિ. આ સર્વે હાલતોને સાંભળી ઘણાં આશ્ચર્યમાં પડી ગયા અને સવાલ કર્યો, હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) ખરેખર એવું બનશે ? ! આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ જવાબ આપ્યો, હાં, તે જાતની કસમ જેના તાબામાં મારી જાન છે, એ સલમાન ! જરૂર એવું થશે; ત્યારે ઈમાનવાળો માણસ લોંડી કરતા પણ તુચ્છ હશે, કોઈ બુરાઈને જોઈ તેનું દિલ અંદરથી એવું ઓગળશે જેમકે મીઠુ–નમક પાણીમાં ઓગળી જાય છે અને તે બુરાઈને દૂર કરવાની શકિત તેમાં નહિ હોય, ત્યારે અમીર–હાકિમ લોકો ફાસિક બની જશે, અને અમાનતદાર લોકો ખયાનત કરવા લાગશે, અને લોકો નમાઝો છોડી દેશે, અને પોતાના નફસ–મનની ઈચ્છાઓની તાબેદરી કરશે, એ સલમાન ! જો એવો વખત આવી પડે તો તમે નમાઝોની પાબંદી કરજો, તે સમયે અમૂક કેદીઓ પુર્વ તરફથી અને અમૂક કેદીઓ પશ્ચિમ તરફથી આવશે તેઓના શરીર સામાન્ય માનવીઓ જેવા હશે અને તેઓના દિલ શૈતાનો જેવા હશે તેઓ નાનાઓ પર રહમ નહિં કરે અને મોટાની ઈઝઝત નહિ કરે, હે સલમાન ! તે સમયે લોકો બૈયતુલ્લાહ શરીફની હજ્જ ફરવા–તફરીહના ઈરાદે કરશે, અને માલદાર લોકો વેપાર અર્થે અને ગરીબ સવાલ કરવાના માટે અને કારીઓ રિયાકારી ખાતર હજ્જ કરશે; આ બાબત પર હઝરત સલમાન રદિ. એ આશ્ચર્ય સાથે સવાલ કર્યો, હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એવુ પણ થશે ? ! હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ જવાબ આપ્યો : હાં, કસમ છે તે જાતની જેના કબજામાં મારી જાન છે, ત્યારે એ સલમાન ! જુઠ ફેલાય જશે, અને પુછડીવાળો તારો નીકળશે, પત્નિ પોતાના પતિ સાથે (વેપારમાં) ભાગીદારી કરશે, બજાર પાસે પાસે થઈ જશે; હઝરત સલમાન રદિ. એ સવાલ કર્યો કે બજાર પાસે પાસે થઈ જવાનો શું મતલબ? ત્યારે આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું: તેઓના વેપારમાં નફો ઓછો થશે અને ખોટ વધારે હશે; એ સલમાન! એવા સમયે અલ્લાહ તઆલા એવી હવા ચલાવશે જેમાં પીળા રંગના સાંપ

હશે, અને તે આલિમોના માથા ઉચકી લેશે, કારણ કે તેઓના સામે બુરાઈઓ થવા છતાં તેઓએ ઈસ્લાહ નહિં કરી હોય. હઝરત સલમાન રદિ. એ ફરીથી આશ્ચર્ય સાથે સવાલ કર્યો, હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) ! એ પણ થશે ?! હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ઈર્શાદ ફરમાવ્યો : હાં, તે જાતની કસમ જેણે મુહંમદ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ને હક સાથે મોકલ્યો છે એવું જરૂર થશે.'' *(અલ ઈશાઅહ પેજ,૭૯)*

એવી જ રીતે બીજી રિવાયતમાં એ પણ વધારો છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ હજ્જતુલ વિદાઅના સમયે કઅબતુલ્લાહના દરવાજાના કળાંઓ પકડી લોકોને સંબોધી ફરમાવ્યું, એ લોકો ! સહાબા રદિ. એ અરજ કરી, લબ્બેક, યા રસૂલલ્લાહ , અમારા માં–બાપ આપ પર કુર્બાન થાય, ત્યારે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) રડવા લાગ્યા અને ધીમે ધીમે રડવામાં વધારો થતો ગયો, પછી આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ફરમાવ્યું લોકો ! હું તમોને કયામતની નિશાનીઓ બતાવું છું, ત્યાર પછી તે સર્વ કયામતની નિશાનીઓ બતાવી જે આગળની રિવાયતમાં વર્ણન કરવામાં આવી, અને આ મજકૂર હદીષમાં જે વધુ નિશાનીઓ બયાન કરવામાં આવી તે અહિંયા વર્ણન કરવામાં આવે છે :

ઈમાનવાળો માણસ તે સમયે લોકોના વચ્ચે ભયભિત હાલતમાં ચાલશે, તુચ્છ પ્રકારના લોકો વધી જશે, અને સદગૃહસ્થ લોકો બિલકુલ જ ઓછા થઈ જશે, માં–બાપની નાફરમાની વધી જશે, લોકોના દિલોમાં એક બીજાની દુશ્મની થઈ જશે, વાસનાઓ ખુબ વધી જશે અને તેઓની ભાષા અલગ અલગ હશે, લાંચ–રિશ્વત ફેલાય જશે,

અને ચિત્તાના ચામડાની સફો બનાવવામાં આવશે, મારી ઉમ્મતના પુરૂષો ઘરેણાં અને રેશમ પહેરશે, લોકોનુ ખૂન કરવું સામાન્ય બાબત બની જશે, દારૂ, વાજિંત્રોના સાધનો અને ગાનારી ઔરતો જાહેર થઈ જશે;

પુરૂષ, સ્ત્રીઓના જેમ શણગાર કરશે, અને સ્ત્રીઓ પુરૂષોની તથા પુરૂષો સ્ત્રીઓની મુશાબહત–મળતાપણું ધારણ કરશે અને સ્ત્રીઓ સવારી ચલાવશે;

તે સમયે એવા કારીઓ હશે જેઓ એક બીજાની મલામત કરવાને ઈબાદત સમજશે, તેઓના નામ આસમાન પર ફરિશ્તાઓની યાદીમાં અલ અન્જાસ–અલ અર્જાસ અર્થાત નાપાક હશે.

ઘરડા માણસો પોતાને જુવાન જાહેર કરશે;

ત્યારે દીનની કદર કરવામાં નહિ આવે, અને દુનિયાને પ્રાધાન્ય આપવામાં આવશે, બિલ્ડીંગોને બહું મજબૂત બનાવવામાં આવશે, શરીઅતની હદો–સઝાઓને વ્યર્થ કરી દેવામાં આવશે, સુન્નતો નાબૂદ કરી દેવામાં આવશે;

અમૂક માણસો અલ્લાહ તઆલાની બુરાઈ વર્ણન કરશે, અલ્લાહની ફરિયાદ અને શિકવા–શિકાયત બયાન કરશે, અને આ ત્યારે બનશે જયારે બજાર નજીક નજીક થઈ જશે, બજારના નજીક થવાનો ભાવાર્થ સહાબા રદિ. એ પુછયો ત્યારે આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ જવાબ આપ્યો કે વેપારમાં જયારે ખોટ જશે ત્યારે દરેક માણસ એમ કહેશે કે મારા ધંધામાં ખુબ મંદી છે અને ફાયદો થતો નથી, જયારે કે અલ્લાહના સિવાય કોઈ રોઝી દેનાર નથી; ''

''ત્યારે માણસ પોતાના વાલિદૈન–માં બાપ સાથે અત્યાચાર કરશે અને દોસ્તો સાથે વફાદારી કરશે અને કોઈની માંગણી વિના માણસ કસમ ખાશે, એક બીજાના સામે તલાકની કસમ ખાવામાં આવશે એવી કસમો સામાન્ય પણે ફાસિક લોકો જ ખાય છે અને અચાનક મૌતના બનાવો બનવા લાગશે અને માણસ પોતાની તાકાતના કારણે વાતચીત કરશે;''

''અને ગવાહીની માંગણી વિના માણસ ગવાહી આપશે, અને માત્ર ઓળખીતાને સલામ કરવામાં આવશે, ઈલ્મે દીનના સિવાય અન્ય બાબતોનું ઈલ્મ હાસિલ કરવામાં આવશે, અને લોકો મહોબ્બતની વાતો કરશે જયારે કે દિલોમાં દુશ્મનીઓ હશે;''

અને આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું કે હુકૂમત વારસા તરીકે મળશે, તમે મુસલમાનો, દારૂ પીવા લાગશો, જુગાર રમશો, અને ઢોલ–વાજાં વગાડશો,

માણસની બુરાઈથી બચવા ખાતર તેની ઈઝઝત કરવામાં આવશે,

અને જાહિલો મિમ્બર ઉપર ચઢશે, પુરૂષો તાજ પહેરશે અને લોકો

આમ રસ્તાઓ ઉપર બેસી ફુઝૂલ વાતો કરશે, વટેમાર્ગુનો રસ્તો બંધ થઈ જશે, નિર્દોષ માણસને પબ્લીકને ભડકાવવા માટે કતલ કરવામાં આવશે, અલ્લાહના સિવાય અન્યોની કસમો ખાવામાં આવશે, માણસ પોતાના બાપની નાફરમાની કરશે, માંના ઉપર ઝુલ્મ કરશે, અને દોસ્તો સાથે સદવર્તાવ કરશે.'' *(અલ ઈશાઅહ : પેજ,૮૨)*

# સૌથી છેલ્લો ફિત્નો

હઝરત હુઝૈફા રદિ. રિવાયત બયાન કરે છે કે ''એક ફિત્નો ઉભો થશે જેના મુકાબલામાં અમૂક અલ્લાહના બંદાઓ ઉભા થશે અને તે ફિત્નાને નાબૂદ કરી દેશે, પછી બીજો ફિત્નો ઉભો થશે તેને પણ અલ્લાહના અમૂક બંદાઓ મિટાવી દેશે, પછી ત્રીજો ફિત્નો ઉભો થશે તેને પણ નાબૂદ કરી દેવામાં આવશે, ફરી પાછો એક ફિત્નો ઉભો થશે તેના વિરૂધ્ધમાં પણ અમૂક અલ્લાહના બંદાઓ ઉભા થશે અને તેને નાબૂદ કરી આપશે પછી પાંચમો ફિત્નો ઉભો થશે અને તે મહાન હશે અને સર્વ જગત ઉપર ફેલાય જશે જેમકે પાણી સર્વત્ર પૃથ્વી ઉપર ફેલાય જાય છે.''

*(દુર્રેમન્સુર : ૬/૫૬)*

# અંતિમયુગનો મહાન ફિત્નો

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે ''આ ઉમ્મતમાં ચાર ફિત્નાઓ થશે જેમાંથી મહાન ફિત્નો વાજિંત્રો વગાડવાનો હશે.'' *(દુર્રેમન્સુર : ૬/૫૬)*

# દીનદારીના કારણે મુસીબતો

હઝરત ઉમર રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું કે ''અંતિમયુગમાં મારી ઉમ્મત ઉપર જે તે સમયની સરકાર તરફથી તેઓની દીનદારીના કારણે ઘણાં જ અત્યાચારો કરવામાં આવશે અને મુસીબતોનો સામનો કરવો પડશે, સત્તાધારી સરકારના અત્યાચારોથી માત્ર ત્રણ પ્રકારના લોકો સુરક્ષિત રહી શકશે, પ્રથમ તે માણસ જેણે અલ્લાહના દીનને સારી રીતે

જાણી લીધો અને દીનના કાજે યથાશકિત દિલ, જીભ અને હાથો વડે જિહાદ કર્યો, આ પ્રકારનો માણસ પોતાની અનથક કોશીષોના કારણે સૌથી આગળ નીકળી જશે બીજો તે માણસ જેણે અલ્લાહના દીનને સારી રીતે જાણી લીધો, અને પછી જીભ વડે સરેઆમ તેની તસ્દીક કરવાની જાહેરાત આપી ત્રીજો તે માણસ જેણે અલ્લાહના દીનને સારી રીતે જાણી તો લીધો પરંતુ ચુપ રહ્યો, કોઈને સારૂ કાર્ય કરતાં જોયો તો તેના સાથે મહોબ્બત–પ્રેમભાવના દાખવી અને દુષ્ટકાર્ય કરતાં જોયો તો તેની દુશ્મની દિલમાં રાખી અને દિલથી તેને ખરાબ જાણ્યો, મજકૂર માણસ પોતાની મહોબ્બત અને દિલમાં દુશ્મની રાખવાના કારણે પણ નજાત–છુટકારાનો હકદાર બનશે.'' *(મિશ્કાત : પેજ, ૪૩૮)*

# મુસલમાનો માલદાર હશે

હઝરત અલી રદિ. બયાન કરે છે કે અમે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) સાથે મસ્જીદમાં બેઠેલા હતા, તેવામાં હઝરત મુસ્અબ બિન ઉમૈર રદિ. આવી લાગ્યા, જેમના શરીર પર માત્ર એક જ કપડુ હતું અને તેમાં પણ ચામડાનું ઠીંગળુ લાગેલુ હતું, તેઓની આવી હાલત જોઈને અને તેઓની ઈસ્લામ પુર્વેની હાલત યાદ કરીને અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ને રડવું આવી ગયું (કારણકે હઝરત મુસ્અબ બિન ઉમૈર રદિ. ઈસ્લામ પુર્વે ઘણાં કિંમતી કપડાં પહેરતા હતા) પછી આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે : ''મુસલમાનો ! ત્યારે તમારો શું હાલ હશે જયારે સવારે એક જોળી કપડાં પહેરી નીકળશો અને સાંજે બીજા જોડી કપડાં બદલશો ! અને ખાવા માટે એક પ્યાલુ રાખવામાં આવશે અને બીજુ પ્યાલુ ઉઠાવવામાં આવશે, અને તમે તમારા મકાનોને કપડાંથી એ રીતે શણગારશો જેમકે કઅબતુલ્લાહને ગિલાફ વડે છુપાવવામાં આવે છે; સહાબા રદિ. એ અરજ કરી, યા રસૂલલ્લાહ ! ત્યારે તો હમો આજ કરતાં બેહતર હોઈશું; (કારણકે) ઈબાદત માટે ફારિગ થઈ જઈશું, અને કમાવવા માટે મેહનત કરવી નહિ પડે, ત્યારે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે નહિં, તમે તે દિવસ કરતાં આજે જ બેહતર છો;'' *(તિર્મિઝી શરીફ: ૨/૭૪)*

અર્થાત: અત્યારે ભલે ગરીબ છો પરંતુ ઈમાનની દૌલતથી માલા માલ છો અને તે સમયે ભલે માલદાર હશો પરંતુ ઈમાનની રૂએ ગરીબ હશો.

ઉપરોકત રિવાયતના ઉપર મનન કરીએ તો સઘળી બાબતો વર્તમાન યુગ ઉપર અક્ષરશ ફીટ થઈ રહેલ છે કારણકે અત્યારે અલ્લાહના ફઝલથી મુસલમાનોની માલદારીની એવી હાલત છે કે સવારના કપડાં અલગ હોય છે તો સાંજના પોશાક અલગ હોય છે, ખાતી વખતે અનેક પ્રકારના પકવાનો અને મકાનો ઉપર એવા પરદાઓ લટકાવવામાં આવે છે કે મકાનની દિવાલો ઢંકાય જાય છે, પરંતુ અફસોસ એ બાબતનો છે કે અલ્લાહની ને'મતોનો શુક્રિયહ અદા કરવાના બદલે અને વધુને વધુ ઈબાદત કરવાના બદલે ગુનાહોમાં જ પ્રવૃત રહીએ છીએ, એટલા જ માટે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ત્યારે જ ફરમાવ્યું હતું કે તે માલદારીનો સમય તમારા માટે સારો નહિ હોય, અત્યારની ગરીબાઈની હાલત જ તમારા માટે સારી છે કે ગરીબાઈ હોવા છતાં દીન ઉપર અડગતાના સાથે અમલ કરી રહ્યા છો.

બુખારી અને મુસ્લિમની રિવાયતમાં છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : ''અલ્લાહની કસમ ! મને તમારા માલદાર થવાના ઉપર ભય નથી બલ્કે ભય એ વાતનો છે કે તમોને દુનિયા ખૂબ વધુ પ્રમાણમાં આપવામાં આવે અને તમે દુનિયામાં એવી રીતે સંડોવાય જાવો જેમકે તેઓ (આગલી ઉમ્મતો) સંડોવાય ગઈ હતી, પછી દુનિયા તમોને હલાક–બર્બાદ કરી દેશે જેમકે તેઓને હલાક અને બર્બાદ કરી દીધા.''

હઝરત મવલાના આશિક ઈલાહી સા. બુલંદશેહરી પોતાની કિતાબ (અલામાતે કયામત)માં ઉપરોકત રિવાયત બયાન કર્યા પછી લખે છે કે :

''મનન કરવાના લાયક એ વાત છે કે માલદાર લોકો તો એટલા માટે દીનદાર નથી કે તેઓ પાસે માલ છે, પરંતુ આશ્ચર્યજનક બાબત એ છે કે વર્તમાન યુગના ગરીબ માણસો પણ એટલા જ દીનથી દૂર છે જેટલા કે માલદારો દીનથી દૂર છે, બલ્કે માલદારોથી વધારે ગરીબ વર્ગ દીનથી દૂર છે અને કારણ એ છે કે દીનદારીનો માહોલ કાયમ રહ્યો નહિં, માલદારોની બિલ્ડીંગોમાં પણ દીનદારીનો માહોલ નથી અને ગરીબોની ઝુપડીઓમાં પણ દીનદારી રહી નથી;'' فالی الله المشتکی *(અલામાતે કયામત પેજ,૨૭)*

# માત્ર માલ જ કામ દેશે

હઝરત મિકદાદ બિન મઅદીકરબ રદિ. વર્ણન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે ‘‘નિશંક, લોકો પર એવો યુગ આવશે માત્ર દીનાર અને દિર્હમ જ કામ લાગશે.’’

ઉપરોકત રિવાયતના સ્પષ્ટીકરણમાં આલિમો જણાવે છે કે ‘‘ભાવાર્થ એ છે કે તે યુગમાં હલાલ કમાણી મારફતે જ દીન સુરક્ષિત રાખી શકાશે અને હલાલ કમાણી જ તેઓને હરામથી બચાવશે.’’

હઝરત મવલાના આશિક ઈલાહી સા.ઉપરોકત રિવાયતના સ્પષ્ટીકરણમાં જણાવે છે કે : મતલબ એ છે કે દીન પ્રત્યે એટલા નબળા હશે કે જો હલાલ માલ ના મળી શકે તો તકલીફ અને ભુખ વેઠીને પણ હરામથી નહિ બચે, બલ્કે હરામ માલમાં સંડોવાય જશે, જો કોઈના પાસે હલાલ માલ હશે તો હરામ માલથી બચી જશે, લેખક (મવ.આશિક ઈલાહી સા.) નું મંતવ્ય છે કે હદીષમાં એ બતાવવામાં આવ્યું છે કે દરેક બાબતોમાં માલ જ કામ લાગશે, દીન પણ માલના કારણે જ સુરક્ષિત રહી શકશે અને દુન્યવી લેવડ–દેવડમાં પણ માલ જ નજર સમક્ષ હશે કોઈ પાર્ટીના લીડર અને આગેવાનની વર્ણીમાં પણ માલ જોવામાં આવશે, નિકાહ માટે પણ માલદાર પુરૂષને પસંદ કરવામાં આવશે, દરેક બાબતે માલદારી જોવામાં આવશે અને માલદારને જ આગળ રાખવામાં આવશે, જેમકે વર્તમાન યુગમાં થઈ રહ્યુ છે, કે માલદારી પ્રતિષ્ઠાનું કારણ બની ગયેલ છે, ગરીબાઈ એક શરમજનક બાબત બની ગયેલ છે, રૂપિયા પૈસાની મહાનતા દિલોમાં એટલી પ્રસરી ગઈ છે કે માલદારને જ મહાન અને પ્રતિષ્ઠિત–ઈઝઝતવાળો સમજવામાં આવે છે અને આવા કારણસર જ ગરીબ પોતાની ગરીબાઈને છુપાવવાના પ્રયાસો કરે છે, અફસોસ ! જે ગરીબાઈ ઈમાનવાળાની આગવી પોતાની ઓળખ હતી તે જ અત્યારે શરમજનક બની ગઈ અને વધીને એ કે ગરીબાઈના કારણે જ લોકો ઈમાનની દૌલતને છોડી રહ્યા છે, અત્યારે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) નો ઈર્શાદ સારી રીતે સમજવામાં આવે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું :‘‘ગરીબાઈ, કુફ્ર બની જવાના નજીક છે.’’

હઝરત સુફિયાન ષૌરી રહ. ફરમાવે છે : આગલા યુગમાં નેક લોકોના માહોલમાં માલને નાપસંદ કરવામાં આવતો હતો, પરંતુ અત્યારે માલ મો'મિનના માટે ઢાલ છે, જો માલ ના હોય તો માલદાર લોકો આપણને (આલિમોને) રૂમાલ બનાવી લે, એટલેકે જેવી રીતે રૂમાલને મેલ સાફ કરી નાંખી દેવામાં આવે છે એવી જ રીતે ગરીબ આલિમને, માલદાર લોકો તુચ્છ સમજવા લાગે, પછી ફરમાવ્યું કે જેના પાસે માલ હોય તે યોગ્ય જગ્યાએ ખર્ચ કરે અને જેમ તેમ વેળફી ન નાંખે કારણકે આ તે યુગ છે કે જો જરૂરત ઉભી થશે તો સર્વપ્રથમ દીનને બર્બાદ કરી દેશે.

*(મિશ્કાત:૪૫૧)*

# ચાંદી–સોનાના થાંભલા પૃથ્વીમાંથી નીકળશે

હઝરત અબૂહુરૈરહ રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો ''પૃથ્વીમાંથી સોના–ચાંદીના લાંબા લાંબા થાંભલા જેવા ટુકડા નીકળશે જેના કારણે માલની કિંમત ઘટી જશે અને ખૂન કરનાર કહેવા લાગશે કે (અફસોસ) આ (તુચ્છ) માલના કારણે મેં કોઈની જાન લઈ લીધી અને (માલના કારણે) સગાંવહાલાં સાથે સંબંધ તોડનાર કહેવા લાગશે કે (અફસોસ) આ માલના કારણે મેં સંબંધ તોડી દીધો, અને ચોર આવીને કહેશે કે અફસોસ! આ માલના કારણે મારો હાથ કાપવામાં આવ્યો.''

બીજી રિવાયતમાં છે કે ''કયામતના પહેલાં એવો વખત આવશે કે ફુરાત નામની નહેરમાંથી સોનાનો એક પહાડ નીકળશે અને તેના ઉપર કબ્જો મેળવવા લોકો લડાઈઓ કરશે જેના કારણે ૯૯ ટકા માનવીઓ મરી જશે દરેક એ વિચારતો હશે કે હું બચી જાઉ.'' *(મુસ્લિમ : ૨/૩૯૧)*

હઝરત અબૂ હુરૈરહ રદિ. રિવાયત બયાન કરે છે કે ''ફુરાતમાંથી એક સોનાનો પહાડ નીકળશે જેઓ ત્યાં હાજર હોય તેઓએ તે પહાડમાંથી કાંઈ લેવું જોઈએ નહિં.'' *(મુસ્લિમ : ૨/૩૯૧)*

# એક જમાઅત હક પર રહેશે

હઝરત મુઆવિયહ રદિ. બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) ફરમાવતા હતા કે ''મારી ઉમ્મતમાં

હંમેશા એક એવી જમા'ત કાયમ રહેશે જે અલ્લાહના હુકમ પર કાયમ–દાયમ રહેશે અને મૌત સુધી તે જ હાલત પર બાકી રહેશે તેઓનો કોઈ ગમે તેવો વિરૂધ્ધ કરશે તો તેનાથી તેઓને નુકશાન નહિં થાય;''

ભાવાર્થ એ છે કે મારી ઉમ્મતમાં એક એવી જમા'ત કાયમ રહેશે કે જેઓ હક વાત પર કાયમ રહેશે અને અલ્લાહની ઈતાઅત કરતા રહેશે અને લોકોના વખાણ કરવાની કે બુરાઈ કરવાની પરવા નહિ કરે.

બીજી હદીષમાં અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ઈર્શાદ ફરમાવ્યો : ''મારી ઉમ્મતમાં કયામત સુધી એક જમા'ત હક પર કાયમ રહેશે જેની અલ્લાહના તરફથી મદદ થતી રહેશે જેઓ તે જમા'તને સહકાર નહિં આપે તેનાથી તે જમા'તને કોઈ નુકશાન નહિં થશે.'' *(મિશ્કાત શરીફ : ૩૩૧)*

બયહકીની એક રિવાયતમાં છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ઈર્શાદ ફરમાવ્યો : ''આ ઉમ્મતના અંતિમ યુગમાં એવા લોકો હશે જેઓને તેટલો ષવાબ મળશે જેટલો ષવાબ શરૂના યુગમાં મળ્યો હતો, તેઓ નેકીઓનો હુકમ કરશે, બુરાઈઓથી રોકશે અને ફિત્નાવાળાઓ સાથે લડાઈ કરશે.''

હઝરત ઈબ્રાહીમ બિન અ.રહમાન અલ ઉજરી રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ઈર્શાદ ફરમાવ્યો : ''દરેક યુગમાં દીનના ઈલ્મના જાણનાર લોકો કાયમ રહેશે જેઓ (દીનમાં) વધારાની વાતો બયાન કરનારાઓની વાતોને અને જુઠી વાતો બયાન કરનારાઓના જુઠને અને અભણ માણસોના મનપસંદ (દીની વાતોનો) ભાવાર્થ બયાન કરનારને પાક સાફ કરી જે તે વાતને સત્ય રીતે બયાન કરતા રહેશે.'' *(મિશ્કાત : ૩૬)*

ઉપરોકત રિવાયતોથી એ બાબત સ્પષ્ટપણે જાણવા મળી કે દરેક યુગમાં અલ્લાહના એવા બંદાઓ બાકી રહેશે જેઓ દીનની હિફાઝત કરશે, ફિત્નાઓનો મુકાબલો કરશે, દીન પર અમલ કરી બતાવશે, જુઠા માણસોના જુઠને જાહેર કરી આપશે, અને અલ્લાહપાકનો આ વાયદો અત્યાર સુધી પુરો થતો આવ્યો છે કારણ કે જો હક વાત બયાન કરનારા અને હક વાત પર કાયમ રહેનારા અત્યાર સુધી બાકી ના હોત તો

બિદઅતી અને ફિત્નો કરનાર, નબુવ્વતનો જુઠો દાવો કરનારાઓ દીનને બદલી નાંખી શકયા હોત ! અલ્લાહના નેક બંદાઓ, ઉલમા અને બુઝુર્ગો ઈસ્લામના આરંભથી છે અને છેવટ સુધી રહેશે. (ઈન્શા અલ્લાહ)

# હદીષનો ઈન્કાર કરવામાં આવશે

હઝરત મિકદામ બિન મઅદીકરબ રદિ. બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : “સાંભળો ! મને કુર્આન આપવામાં આવ્યું છે અને કુર્આન જેવા બીજા અહકામ પણ આપવામાં આવ્યા છે,” પછી ફરમાવ્યું “સાંભળો ! પેટ ભરેલ માણસ પોતાની રાહતની જગ્યામાં બેઠો બેઠો કહેશે કે તમારા માટે કુર્આન જ પરિપુર્ણ છે એમાં જે હલાલ બતાવવામાં આવેલ છે તેને હલાલ જાણો, એમાં જેને હરામ બતાવવામાં આવેલ છે તેને હરામ જાણો,” (હદીષની જરૂરત નથી નઉઝુબિલ્લાહ) પછી ફરમાવ્યું, “ જયારે કે અલ્લાહના રસૂલના કોઈ વસ્તુને હરામ કરવાના હુકમની હેસિયત એવી જ છે જેમકે અલ્લાહે કોઈ વસ્તુને હરામ કરવાનો હુકમ આપ્યો હોય.”

*(મિશ્કાત : ૨૯)*

ઉપરોકત ભવિષ્યવાણી પણ લાંબા સમયથી જાહેર થઈ રહેલ છે કે અમૂક માલદાર લોકો દુનિયાની પદવીઓ મેળવી લઈ એ દા'વો કરે છે કે આપણી હિદાયત માટે કુર્આન શરીફ પરિપુર્ણ છે, હદીષમાં બતાવેલ હુકમો એમને અઘરા પડે છે જેને લઈ હદીષનો ઈનકાર કરી આપે છે, જયારે સત્ય બાબત એ છે કે કુર્આનના હુકમો હદીષ વિના જાણી શકાતા નથી અને તેની વિગત આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ની સુન્નતો વિના સમજી શકાતી નથી.

કુર્આન શરીફમાં જ વર્ણન થયેલ છે : ما آتاكم الرسول فخذوه وما نهاكم عنه فانتهوا અર્થાત : રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) જે આદેશ તમોને આપે તેને મજબૂતીના સાથે પકડી રાખો (કબૂલ કરી લો) અને જેનાથી રોકે તેને છોડી દો.

આ આયત સિવાય બીજી ઘણી આયતોથી પુરવાર થાય છે કે જેવી રીતે કુર્આન શરીફના હુકમો ઉપર અમલ કરવો જરૂરી છે તેવીજ રીતે હદીષોમાં વર્ણન થયેલ હુકમો ઉપર પણ અમલ કરવો જરૂરી છે.

# નવી નવી હદીષો બયાન થશે

હઝરત અબૂહુરૈરહ રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : ''અંતિમ યુગમાં મોટા મોટા ધોકાબાઝ અને જુઠા લોકો પૈદા થશે જે તમોને એવી વાતો બતાવશે જે તમે અને તમારા બાપ–દાદાઓએ સાંભળી નહિં હોય ! તમે એનાથી બચજો અને પોતાને સુરક્ષિત રાખજો, તમોને ગુમરાહ ના કરી આપે અને ફિત્નામાં સંડોવી ના નાંખે.'' *(મુસ્લિમ શરીફ)*

ઉપરોકત રિવાયતના સ્પષ્ટીકરણમાં મિશ્કાત શરીફની શરહ (મિર્કાત)માં લખેલ છે કે એ લોકો જુઠી જુઠી કસમો ખાશે, અને નવા નવા આદેશો જારી કરશે અને અકીદાઓ ઘડશે, આવા પ્રકારના ઘણાં લોકો થઈ ચુકયા છે જેઓએ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ની હદીષોને નકારી આપી, આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ના અંતિમ નબી હોવાનો ઈનકાર કર્યો,અને પોતાને નબી જાહેર કર્યા, માન્યતાઓ ખોટી બતાવી અને બિદઅતનું પ્રચાર–પ્રસારણ કર્યુ એ સિવાય અનેક ખોટી વિચારધારાઓ અને ખોટા અકીદાઓ કુર્આન અને હદીષ મારફતે સાબિત કરવાનો વ્યર્થ પ્રયાસ કર્યો.

**(અલ્લાહપાક આપણ સૌની હિફાઝત ફરમાવે–આમીન.)**

# જુઠા નબીયો નીકળશે

હઝરત હુઝૈફા રદિ. ફરમાવે છે કે ''મને ખબર નથી કે આ મારા સાથીઓ (સહાબા રદિ.) ખરેખર ભુલી ગયા અથવા (તેઓને યાદ તો છે પણ) જાહેરમાં ભુલી ગયા સમાન રહેવા લાગ્યા કે અલ્લાહના રસૂલે (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) દુનિયાનો અંત આવતાં પહેલાં પહેલાં થનાર દરેક ફિત્નાના લીડરો, તેમના નામો, તેઓના બાપના નામો અને કુટુંબનું નામ પણ બતાવી દીધા હતા જેઓને ત્રણસોથી વધારે માનનારા હશે.'' *(અબૂ દાઉદ : ૨/૫૮૨)*

અને મુસ્લિમ શરીફની રિવાયતમાં છે કે જયાં સુધી ત્રીસ જેટલા નબુવ્વતનો જુઠો દા'વો કરનાર પૈદા નહિ થઈ જાય ત્યાં સુધી કયામત આવશે નહિં, તેમાના દરેક માણસનો દા'વો હશે કે હું નબી છું.

*(મુસ્લિમ : ૨/૩૯૭)*

# વ્યાજ સામાન્ય બની જશે

હઝરત અબૂ હુરૈરહ રદિ. રિવાયત બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યોઃ ''લોકો એવા સમયથી પસાર થશે કે કોઈ માણસ વ્યાજ ખાવાથી બચશે નહિં, અને જો વ્યાજ નહિ ખાય તો વ્યાજનો ધુમાડો તો લાગશે જ.'' *(મિશ્કાત : ૨૪૫)*

ઉપરોકત ભવિષ્યવાણી પણ અત્યારે અક્ષરશ પુરવાર થઈ રહેલ છે વર્તમાન યુગમાં નાણાંકીય લેવડ–દેવડ બેંક મારફતે થઈ રહેલ છે અને દરેક કારોબારમાં બેંકની દખલગીરી જરૂર હોય છે એ સિવાય બેંકમાં નોકરી કરવી, વ્યાજકિય નાણાં ઉપાડવા એ સર્વે બાબતો જીવનમાં સામાન્ય બની ગયેલ છે.

# વકતુત્વતા વડે માલ કમાવવો

હઝરત સઅદ બિન અબી વક્કાસ રદિ. બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું, ''જયાં સુધી પોતાની જીભ મારફતે પેટ ભરવામાં નહિ આવે ત્યાં સુધી કયામત નહિં આવે જેમકે ગાય–બળદ પોતાની જીભ વડે પેટ ભરે છે.'' *(મિશ્કાત શરીફ)*

ઉપરોકત રિવાયતનો ભાવાર્થ મિરકાતમાં લખેલ છે કે લાંબી લાંબી તકરીરો વડે લોકો પોતાના તરફ પબ્લિકને આકર્શષે અને તેઓના જીવન નિર્વાહનું સાધન જ જીભ હશે અથવા લીડરશીપ કરશે એ રીતે જે રકમ મળશે તે હલાલ હરામની ફિકર કર્યા વિના હડપ કરી જશે જેમકે ગાય બળદ પોતાના સામે નાંખેલ ઘાસને, સુકી છે કે લીલી છે તેની ફિકર કર્યા વિના ખાય જાય છે.

આ ભવિષ્યવાણી પણ જાહેર થઈ ચુકેલ છે કે વેપારીવર્ગ અથવા દુકાનદાર પોતાની મધુરવાણી મારફતે કમાય રહ્યા છે નેતાઓ પણ પોતાના ભાષણ અને મૌખિક વાયદાઓ મારફતે પબ્લિકને પોતાની તરફ આકર્ષી રહ્યા છે, લેકચર–તકરીર કરનારા પણ પોતાના કથન મારફતે નેક કાર્યોને બતાવી મોટી મોટી મેદનીઓને સંબોધી કમાય રહ્યા છે.

વધારે અને લગાતાર બોલવું અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ને પસંદ ના હતું, ઓછા બોલવાના ઘણાં આદેશો આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ આપ્યા છે;

એક રિવાયતમાં છે કે એક માણસે હઝરત અમ્ર બિન આસ રદિ. ની હાજરીમાં લાંબી તકરીર કરી ત્યારે હઝરત અમ્ર બિન આસ રદિ. એ ફરમાવ્યું : જો એ વધારે ન બોલે તો એના માટે સારૂ હતું, કારણકે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) ફરમાવતા હતા કે મને ઓછું બોલવાનો હુકમ આપવામાં આવ્યો છે, ઓછુ બોલવું જ બેહતર છે;

*(અબૂદાઉદ શરીફ)*

તિર્મિઝી અને અબૂદાઉદમાં હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિ. ની એક રિવાયતમાં છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ઈર્શાદ ફરમાવ્યોઃ ''નિશંક, અલ્લાહ તઆલા લાંબી ઝબાનવાળા માણસથી ઘણો નારાજ થાય છે, જે બોલતી વખતે પોતાની ઝબાનને એવી રીતે ચલાવે છે જેમકે ખાતી વખતે ગાય પોતાની ઝબાન ચલાવે છે.''

''જેણે વાત કરવાની પધ્ધતિ એટલા માટે શીખી હોય કે લોકોના દિલોને ફસાવી લે, કયામતના દિવસે અલ્લાહપાક તેના ફર્ઝો અને નફલ ઈબાદતોને કબૂલ ફરમાવે નહિં.''

## અમલ કરવામાં ઉતાવળ

હઝરત ઔફ ઈબ્ને માલિક રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું : છ બાબતો પહેલાં અમલ કરવામાં ઉતાવળ કરો; બેવકુફોની હુકુમત આવતાં પહેલાં, સિપાહીયોના વધારે થઈ જતાં પહેલાં, હુકમ–ફેંસલાના વેચાય જવા, સગાઓ સાથે સંબંધ તોડવા અને ખૂનને હલ્કુ સમજવા પહેલાં અને કુર્આન શરીફને એક જમા'ત ગાવાનું સાધન બનાવી લે તે પહેલાં અમલ કરવામાં ઉતાવળ કરો. *(કન્ઝુલ ઉમ્માલ : ૧૧/૫૨)*

## મક્કામાં ઊંચી ઈમારતો બનશે

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કેઃ ''જયારે તમે જુઓ કે મક્કાની ઈમારતો ઊંચી થઈ ગઈ અને મક્કામાં નહેરો વહેતી થઈ જાય ત્યારે જાણી લો કે અલ્લાહનો હુકમ (કયામત) પાસે છે.''

યુસૂફ બિન માહિકની રિવાયતમાં છે કે હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિ. પાસે મસ્જીદે હરામના ખુણામાં બેઠેલો હતો, તેવામાં તેઓએ એક મકાન તરફ નજર ઉઠાવી જોયું કે અબૂકુબૈસ (પહાડ) કરતાં ઉચું છે ત્યારે સવાલ કર્યો કે શું આ મકાન તમોને પસંદ નથી ? મેં જવાબ આપ્યો કે હાં; ત્યારે તેઓએ ફરમાવ્યું કે જયારે તમે જુઓ આ (મક્કા) શહેરના મકાનો પહાડો કરતાં ઉચા થઈ ગયા અને તેમાં નહેરો વહેતી થઈ ગઈ ત્યારે જાણી લો કે કયામત પાસે આવી ગઈ.

# સૌથી પહેલાં તીડો નાબૂદ થશે

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ રદિ. બયાન ફરમાવે છે કે હઝરત ઉમર રદિ. ના ખિલાફતના સમયમાં (જે વરસે હઝરત ઉમર રદિ. ની વફાત થઈ) તીડો ઓછા થઈ ગયા જેના કારણે હઝરત ઉમર રદિ. ઘણાં ચિંતામાં પડી ગયા અને એક ઘોડેસવાર યમનદેશના તરફ, એક ઘોડેસવાર ઈરાક તરફ અને એક ઘોડેસવાર શામ–સિરિયા તરફ રવાના કર્યા કે તેઓ તપાસ કરી લાવે કે આ વરસે તીડો ઓછા તો નથી થઈ ગયા ? જે ઘોડે સવાર યમન ગયા હતા તેઓ એક મુટ્ઠી ભરીને તીડો પણ પોતાની સાથે લાવ્યા અને હઝરત ઉમર રદિ.ના સામે નાંખી દીધાં, જયારે હઝરત ઉમર રદિ. એ તીડો જોયાં ત્યારે ખુશીમાં અલ્લાહુ અકબરનો ના'રો લગાવ્યો અને ફરમાવ્યું કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) પાસેથી સાંભળ્યું હતું કે "બેશક, અલ્લાહ તઆલાએ (જાનવરોની) ૧૦૦૦ જાત પેદા કરેલ છે જેમાંથી દરિયામાં છસો અને પૃથ્વી ઉપર ચારસો જાતના જાનવરો વસાવેલ છે, જેમાંથી સર્વ પ્રથમ (કયામતના પહેલાં) તીડોનો નાશ થશે અને બીજા જાનવરો એક પછી એક નાબૂદ થશે જેમકે તસ્બીહનો દોરો તુટી જવાથી તેના દાણા એક પછી એક નીકળી જાય છે." *(મિશ્કાત : ૪૭૧)*

ઉપરોકત રિવાયતથી જાણવા મળે છે કે હઝરત ઉમર રદિ. કયામતની માત્ર એક નિશાની જોઈ કેટલા ચિંતિત થઈ ગયા ! અને ઘોડે સવારોને ચારેવ બાજુ રવાના કરી તપાસ કરાવી કે શું ખરેખર તીડો દુનિયામાંથી નાબૂદ થઈ ગયા કે પછી માત્ર મદીનામાંથી જ નાશ થઈ ગયા છે ? ! જયારે કે આ કયામતની નિશાની તેઓના સમયમાં જાહેર પણ

થઈ ન હતી જેમકે તેઓને જાણવા મળ્યું કે યમનદેશમાં તીડોનું અસ્તિત્વ છે. એના વિરૂધ્ધમાં અત્યારે જોઈએ આપણી સમક્ષ કયામતની સેંકડો નિશાનીઓ જાહેર થઈ ચુકેલ છે પરંતુ આપણને કોઈ બાબતનો ભય નથી.

# ઈસાઈઓ સાથે સુલેહ અને લડાઈ

હઝરત જિમુખ્બિર રદિ. બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : “ઈસાઈઓ સાથે સુલેહ કરશો, જે શાંતિમય સુલેહ થશે, તમે અને ઈસાઈઓ ભેગા મળી બીજી એક ઈસાઈ જમા'ત સાથે લડાઈ કરશો, તે લડાઈમાં તમારી જીત થશે, ગનીમતનો માલ મળશે અને સલામત રીતે પાછા ફરી મોટી મોટી ટેકરીઓ વાળા મેદાનમાં પડાવ નાંખશો જયાં વુક્ષો પુષ્કળ હશે તેવામાં એક ઈસાઈ, સલીબ ઉઠાવશે અને કહેશે કે સલીબની બરકતથી જીત થઈ, એ સાંભળી મુસલામાનને ગુસ્સો આવશે અને (તેનાથી સલીબ છીનવી લઈ) તોડી નાંખશે, એ જોઈ ઈસાઈઓ સુલેહ–શાંતિનો ભંગ કરશે અને (મુસલમાનો સામે) લડાઈ કરવા એકત્રિત થશે, (અને હઝરત હસ્સાન બિન અતિય્યહની રિવાયતમાં એટલો વધારો છે કે)મુસલમાનો પણ પોતાના હથિયાર લઈ દોડશે અને ઈસાઈઓ સાથે લડાઈ કરશે અને અલ્લાહ તઆલા એ મુસલમાનોની (લડનાર) જમા'તને શહાદતની ઈઝઝત આપશે.” *(અબૂ દાઉદ : ૨/૫૯૦)*

હદીષ શરીફમાં આટલું જ વર્ણન છે, હઝરત મવલાના શાહ રફીઉદ્દીન સાહબ દહેલવી રહ.એ “કયામત નામા”માં આ હદીષના વર્ણન કર્યા પછી લખ્યું છે કે આ લડાઈમાં મુસલમાનોના બાદશાહ શહીદ થશે અને અન્ય દેશોના જેમ શામ–સિરિયા દેશમાં પણ ઈસાઈઓની સરકાર કાયમ થઈ જશે, અને જે ઈસાઈ જમા'તે મુસલમાનો સાથે એકત્રિત થઈ બીજા ઈસાઈઓ સાથે લડાઈ કરી હતી હવે તે ઈસાઈઓ સાથે સુલેહ કરી લેશે અને એ લડાઈમાં જે મુસલમાન બચી જશે તેઓ મદીના મુનવ્વરહ આવી જશે અને ખૈબર સુધી ઈસાઈઓની હુકુમતની સ્થાપના થઈ જશે.

બુખારી શરીફમાં છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઔફ બિન માલિકને તબૂકની લડાઈ વખતે કયામતની છ નિશાનીઓ બતાવી જેમાં ઈસાઈઓ અને મુસલમાનો વચ્ચે સુલેહ થવાનું વર્ણન પણ કર્યુ, અને એ પણ ફરમાવ્યું: ઈસાઈ લોકો સુલેહભંગ કરશે અને (સુલેહભંગ કરી લડવા માટે) તમારા મુકાબલામાં આવશે, જેમાં ૮૦ ઝંડાઓ હશે અને દરેક ઝંડાના તાબે બાર હજાર સૈનિકો હશે. (જેઓની સામુહિક સંખ્યા નવ લાખ સાઠ હજાર થાય છે) *(મિશ્કાત : ૪૬૬)*

હઝરત મુઆજ ઈબ્ને ઝબલ રદિ.ની રિવાયતમાં છે કે મહાન યુધ્ધ, કુસ્તુનતિનિય્યાની જીત અને દજજાલનું નિકળવું સર્વે સાત મહિનાના ગાળામાં જ થઈ જશે; *(મિશ્કાત : ૪૬૭)*

આ હદીષના સ્પષ્ટીકરણમાં હઝરત મવ. આશિક ઈલાહિ સા. પોતાની કિતાબમાં વર્ણન કરે છે કે : “આ મહાન યુધ્ધ મુસ્લિમો અને બિન મસ્લિમો વચ્ચે થશે અથવા તો સર્વે જગતના લોકો વચ્ચે ધર્મના કાજે નહિં બલ્કે વિચારસરણીના–મતભેદોના ખાતર લડાઈ થશે; તે વિષે હદીષોમાં કોઈ છણાવટ મને જાણવા મળી શકી નહિં જો કે રિવાયતોમાં એક બીજાના મુકાબલાનું વર્ણન છે. *(અલામાતે કયામત : પેજ, ૭૨)*

# –: ત્રીજો પ્રકાર :–

# અલામાતે કુબ્રા–મોટી નિશાનીઓ

અલામાતે કરીબહ–એ નિશાનીઓ કયામતની બિલકુલ નજીકમાં જાહેર થશે, એક પછી એક મહાન બનાવો બનશે, જેથી તેને અલામાતે કુબ્રા–મોટી નિશાનીઓ પણ કહી શકાય, જેમકે

(૧) ઈમામ મહદીનું નીકળવું.
(૨) દજજાલનું નીકળવું.
(૩) હઝરત ઈસા અલ. નું આકાશ પરથી ઉતરવું.
(૪) યાજૂજ–માજૂજનું નીકળવું.
(૫) સુર્યનું પશ્ચિમ દિશામાંથી ઉદય થવું.
(૬) જમીનમાંથી જાનવરનું નિકળી લોકો સાથે વાતચીત કરવી.

(૭) દક્ષિણ દિશા તરફથી હવા નીકળશે.

(૮) કયામતના બિલ્કુલ પહેલાં.

(૯) યમનથી આગ અને ધુમાડાનું નીકળવું.

(૧૦) કયામત આવી જશે.

જયારે આ પ્રકારની સર્વે નિશાનીઓ જાહેર થઈ જશે ત્યારે અચાનક કયામત આવી જશે.

# ૧. ઈમામ મહદી (અલ.)

શાહ રફીઉદ્દીન રહ. લખે છે કે ઈસાઈઓની હુકૂમત ખૈબર (જે મદીનહ મુનવ્વરહ પાસે છે ત્યાં) સુધી ફેલાઈ જશે, ત્યારે મુસલમાનો ઈમામ મહદી અલ.ની શોધ કરશે જેથી સર્વે મુસીબતોમાંથી અને દુશ્મનોથી છુટકારો મળી જાય, હઝરત ઈમામ મહદી અલ. તે સમયે મદીનહ મુનવ્વરહમાં જ હશે, પરંતુ એ ભયના કારણે કે આવા મહાન કામને પાર પાડવા માટે મારા જેવા હકીરને જવાબદાર બનાવી આપશે તેથી તેઓ મક્કહ મુકર્રમહ ચાલ્યા જશે, તે સમયના અવલિયાએ કિરામ અને મહાન અબદાલ આપને તલાશ કરશે, અમુક માણસો મહદી હોવાનો જુઠો દા'વો કરશે, એવામાં ઈમામ મહદી અલ. મકામે ઈબ્રાહીમ પાસે ખાનએ કા'બાનો તવાફ કરતા હશે અને અમુક માણસોની જમાઅત તેઓને ઓળખી લેશે અને બળજબરી કરી આપના હાથે બય્અત કરશે.

આ બનાવની નિશાની એ છે કે બનાવ બનતા પહેલા ગત રમઝાન માસમાં ચંદ્રગ્રહણ અને સુર્યગ્રહણ થઈ ગયુ હશે અને બય્અત કરવાના સમયે આસમાન પરથી ગૈબી આવાઝ આવશે "هٰذَا خَلِيفَةُ اللّٰهِ الْمَهْدِيُّ فَاسْتَمِعُوا لَهُ وَاَطِيعُوا" હાજા ખલીફતુલ્લાહિલ મહદિય્યુ, ફસ્તમિઉ લહૂ વ અતીઉ. અર્થાત આ જ અલ્લાહના ખલીફા મહદી છે, તેમની વાતો ધ્યાનથી સાંભળો અને (તેઓની) તાબેદારી કરો, તે અવાઝને તે જગ્યાના દરેક માણસો સાંભળશે. *(અલામાતે કયામત, ૯)*

# કયામત અગાઉ મહાન બનાવો

મુફતી રફીઅ ઉષ્માની સા. (દા.બ.) અનેક કિતાબોના હવાલા સાથે લખે છે કે કયામત પહેલાં એવા મહાન બનાવો બનશે જેના વિષે લોકો પુછતાં રહેશે કે શું તમારા નબીએ એના વિષે કાંઈ ફરમાવ્યું છે ?

ત્રીસ મહાન કઝ્ઝાબો પેદા થશે, સૌથી છેવટનો કઝ્ઝાબ કાણિયો દજ્જાલ હશે, પરંતુ આ ઉમ્મતમાં (હઝરત ઈસા અલ.ના ઉતરતાં સુધી) એક જમાઅત હક્ક ઉપર કાયમ રહેશે જેઓ પોતાના વિરોધીઓથી ડરશે નહી, તે જમાઅતના અંતિમ અમીર, ઈમામ મહદી હશે.

*(અલામાતે કિયામત વ નુઝૂલે મસીહ, ૧૩૭)*

# હઝ. મવ. અ.રહીમ લાજપૂરી (રહ.)નો ફતવો

ફકીહે ગુજરાત હઝ. મવ. મુફતી અ.રહીમ લાજપૂરી (રહ.)એ પોતાની પ્રખ્યાત કિતાબ (ફતાવા રહીમિય્યહ)માં ઈમામ મહદી અલ.ની વિગત ભરોષા પાત્ર કિતાબોમાંથી એકત્રિત કરેલ છે. તેઓ જણાવે છે :

"અલ્લામહ અબૂ મુહમ્મદ અબ્દુલ હક્ક હક્કાની પોતાની કિતાબ અકાઈદે ઈસ્લામમાં વર્ણન કરે છે કે મહદીનો અર્થ હિદાયત પામેલાનો થાય છે એ અર્થની રૂએ અત્યાર સુધી ઘણાં મહદી પૈદા થઈ ચુકયા છે અને નામાંકિત ઈમામ મહદી અલ.ના જાહેર થતાં સુધી પેદા થતા રહેશે, તે ઈમામ મહદી જેઓનું વર્ણન હદીષની કિતાબોમાં આવેલ છે તેઓ એક ખાસ વ્યકિતત્વ ધરાવતા માણસ છે જેઓ મશ્હૂર દજ્જાલના સમયે જાહેર થશે, અને તે પહેલાં નસારા સાથે લડાઈમાં વિજય મેળવશે.

હઝરત ઈમામ મહદી (અલ.) મજબૂત લાંબા કદના હશે, લાલાશ પડતો સફેદ ચેહરો હશે, નાક ઉચુ અને પહોળુ હશે, બોલવામાં જીભ અટકતી હશે જયારે વાત કરતાં કરતાં અટકશે ત્યારે જાંગો ઉપર હાથ મારશે અને આપનું ઈલ્મ લદુન્ની (અલ્લાહે અર્પેલ) હશે.

ચાલીસ વરસની ઉમરે જાહેર થશે, રિવાયતોમાં મતભેદ મુજબ સાત અથવા આઠ વરસ જીવંત રહેશે, તેઓનુ નામ મુહમ્મદ, બાપનુ નામ અબ્દુલ્લાહ અને માતાનું નામ આમિનહ હશે, જનાબ ઈમામ હસન રદિ.ની અવલાદમાંથી હશે, મદીનહ મુનવ્વરહના રહેવાશી હશે, ઈમામ મહદી (અલ.)ની મજકૂર અને અન્ય ઓળખાણ માટેની નિશાનીઓ ઘણી હદીષોમાં વર્ણન થયેલ છે, જેમાંથી અમુક વર્ણન કરૂં છું.

તિર્મિઝી અને અબૂ દાઉદ શરીફમાં રિવાયત છે કે અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું જયાં સુધી મારા અહલે બૈત

(અવલાદ)માંથી એક માણસ અરબસ્તાનનો માલિક નહિ બને ત્યાં સુધી દુનિયાનો નાશ નહિ થાય તેનું નામ મારા નામે અને તેના બાપનું નામ મારા બાપના નામે હશે. *(મિશ્કાત શરીફ, ૪૭૦)*

ફાયદો :– હદીષમાં બયાન ફરમાવ્યું કે અરબસ્તાનનો માલિક થશે જયારે વાસ્તવિકતા એમ છે કે ઈમામ મહદી અલ. સર્વત્ર ભુમીના માલિક બનશે, એનુ કારણ એ છે કે અરબસ્તાન ઈસ્લામી જગતનું કેન્દ્ર અને રાજધાની છે એટલે માત્ર અરબસ્તાનનું વર્ણન કર્યુ.

અબૂ દાઉદ શરીફમાં છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું : મહદી મારી અવલાદમાંથી છે પહોળુ કપાળ અને ઉચુ નાક હશે, દુનિયા જેમકે ઝૂલ્મ અત્યાચારથી ભરાય ગઈ હતી હવે તેઓ ન્યાય અને ઈન્સાફથી ભરી દેશે.

*(મિશ્કાત : ૪૭૦, અબૂ દાઉદ : ૨/૫૮૮)*

ઈમામ મહદી અલ. મદીનહથી મક્કહ આવશે લોકો તેઓને ઓળખી લેશે અને બય્અત કરશે અને બય્અતના સમયે ગૈબી અવાઝ આવશે (જેનું વર્ણન આગળ થઈ ચુકયું) કે આ અલ્લાહના ખલીફા મહદી છે, એમની વાત સાંભળો અને તાબેદારી કરો.

અને બીજી તેમની નિશાની એ હશે કે પ્રગટ થવાના વરસે જે રમઝાન હશે તેમાં ચંદ્રગ્રહણ અને સુર્યગ્રહણ થશે જેમકે શાહ રફીઉદ્દીન રહ.નું કથન આગળ બયાન કરવામાં આવ્યું.

અબુ દાઉદ શરીફમાં ઈમામ મહદી વિષેની ઉપરોકત રિવાયતના વિવરણમાં હાશિયા નં ૩ માં દારે કુત્નીની રિવાયત લખેલ છે કે **રમઝાનની પહેલી તારીખે સુર્યગ્રહણ થશે અને અર્ધી રમઝાને ચંદ્રગ્રહણ થશે**, અલ્લાહ તઆલાએ જયારથી પૃથ્વી અને આકાશનું સર્જન કર્યુ છે ત્યારથી આ પ્રમાણે (એક માસમાં બે ગ્રહણ) થયા નથી.

*(અબૂ દાઉદ : ૨/૫૮૮)*

અબ્દાલ અને બુઝુર્ગો આવીને તેમના હાથ પર બય્અત થશે, અને અરબોનું લશ્કર તેઓની મદદ માટે ભેગુ થશે, અને કા'બાના દરવાજા આગળ જે ખઝાનો દફન કરેલ છે જેને તાજુલ કા'બા– કા'બાનો તાજ કહે છે તેને કાઢશે અને મુસલમાનોને વહેંચી આપશે, જયારે આ ખબર મુસલમાનો માંહે ફેલાય જશે ત્યારે એક ખુરાસાની અમીર એક મોટુ

લશ્કર લઈ નીકળશે અને લશ્કરની આગળ એક ટોળકી રવાના કરશે જેના સરદાર એક મન્સૂર નામના માણસ હશે, ઈમામ મહદી (અલ.) ની મદદે આવશે, જેઓ રસ્તામાં ઘણાં ઈસાઈઓ અને બદદીન લોકોને કતલ કરી નાંખશે.

# ખુરાસાનથી ઈમામ મહદીની મદદ

જેમકે અબૂ દાઉદ શરીફમાં રિવાયત છે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું મા–વરા ઉન્નહર એટલે ખુરાસાન પ્રદેશથી એક માણસ ઈમામ મહદી (અલ.)ની મદદે આવશે જેમકે કુરૈશે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ની મદદ કરી હતી, દરેક મુસલમાન ઉપર તેમની મદદ કરવી વાજિબ છે.

*(ફતાવા રહીમિય્યહ : ૭/૫૫ થી ૫૬)*

શાહ રફીઉદ્દીન રહ. લખે છે કે બય્અતના વખતે ઈમામ મહદીની ઉપર ૪૦ વરસની હશે, (ઉપર મુજબની બય્અતની વિગત જણાવ્યા પછી તેઓ લખે છે કે) સુફયાની જે એહલે બય્અતનો દુશ્મન હશે જેનું મોસાળ બનુ કલબ હશે હઝરત ઈમામ મહદી (અલ.)ના વિરૂધ્ધમાં લશ્કર રવાના કરશે. આ લશ્કર જયારે મક્કહ અને મદીનહ મુનવ્વરહના વચ્ચે એક મેદાનમાં પડાવ નાંખશે તો તે જ જગ્યાએ એ લશ્કરના સારા અને ખરાબ અકીદાવાળ લોકો જમીનમાં ધસી જશે, પરંતુ તેમાંથી માત્ર બે જ માણસો બચી જશે, એક હઝરત ઈમામ મહદી (અલ.)ને મજકૂર બનાવની ખબર આપશે અને બીજો પાછો જઈ સુફયાનીને ખબર આપશે.

*(અલામાતે કયામત : ૧૧)*

શાહ રફીઉદ્દીન રહ. લખે છે કે ઈમામ મહદી (અલ.)ની લશ્કરની તૈયારીઓ સાંભળીને ચારેવ તરફથી ઈસાઈઓ પણ લશ્કર એકત્રિત કરવાની તૈયારીઓ કરશે અને રૂમાનિયાના લશ્કર સાથે શામ–સિરિયા પ્રદેશમાં ભેગા થશે તેઓના લશ્કરના સિત્તેર ધ્વજ હશે અને દરેક ધ્વજના તાબાહેઠળ બાર બાર હજાર મિલેટ્રી હશે, આઠ લાખ ચાલીસ હજાર જેવું લશ્કર હશે.

બીજી તરફ ઈમામ મહદી (અલ.) મક્કહથી આગેકૂચ કરી મદીનહ મુનવ્વરહ રવાના થશે અને અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી

વસલ્લમ)ના રોઝા મુબારકની ઝિયારત કરીને શામ સિરિયા તરફ રવાના થઈ જશે, દમિશ્ક–દમાસ્કશની આસપાસ ઈસાઈઓ સાથે મુકાબલો થશે, ઈમામ મહદીના લશ્કરના ત્રણ ભાગ પડી જશે, એક ભાગ નસારાના ભયથી નાસી છુટશે અલ્લાહ તઆલા તેઓની તૌબહ કબૂલ કરશે નહિ જયારે અમુક શહીદ થઈ જશે અને અમુક કામ્યાબી મેળવશે.

હઝરત ઈમામ મહદી (અલ.) બીજા દિવસે નસારાનો મુકાબલો કરવા નીકળશે મુસલમાનોની મોટી સંખ્યા શહીદ થઈ જશે અને અમૂક માણસો સાથે ઈમામ મહદી પાછા ફરશે.

ત્રીજા દિવસે પણ એક મોટી સંખ્યા શહીદ થશે ઈમામ મહદી (અલ.) થોડા માણસો સાથે પાછા ફરશે.

ચોથા દિવસે ઈમામ મહદી ઘણી નાની સંખ્યામાં લશ્કર સાથે નીકળશે તે દિવસે અલ્લાહ તઆલા તેઓને વિજય અર્પણ કરશે, ઈસાઈઓ એટલી સંખ્યામાં કતલ થશે કે બાકીના લોકોમાંથી સત્તાનો નશો નીકળી જશે અને તુચ્છ થઈને નાસી છુટશે, મુસલમાનો તેઓનો પીછો કરશે અને ઘણાંને જહન્નમમાં પહોંચાડશે તે પછી ઈમામ મહદી અલ. અધળક સામાનની વહેંચણી કરશે પરંતુ એ માલથી કોઈને ખુશી નહી થાય, કારણ કે આ લડાઈના કારણે ઘણાં ખાનદાન કુટુંબો એવા હશે જેમાંથી એક ટકો માણસ બચી રહ્યો હશે.

તે પછી હઝરત ઈમામ મહદી અલ. ઈસ્લામી દેશોની વ્યવસ્થા અને હુકૂકુલ ઈબાદ (બંદાઓના હકો)ના ફર્ઝો પુરા કરવામાં લાગી જશે, દુનિયાની ચારેવ બાજુ પોતાના લશ્કરો રવાના કરી આપશે પછી કુસ્તુનતિનિય્યહનો વિજય મેળવવા આગેકૂચ કરશે. બહરે રૂમના કિનારા પાસે પહોંચીને બનૂ ઈસ્હાકના સિત્તેર હજાર બહાદૂરોને હોડીઓ ઉપર સવાર કરીને ઈસ્તંબૂલ શહેરની પ્રાપ્તિ અને જીત માટે નિમણૂંક કરશે તેઓ જયારે શહેરના પાસે પહોંચશે ત્યારે અલ્લાહુ અકબરનો નારો પુકારશે જેની બરકતથી શહેરની દિવાલ પડી જશે મુસલમાનો શહેરમાં પ્રવેશી જશે આંતવકવાદીયોનો નાશ કરશે અને દેશની વ્યવસ્થા ઈન્સાફના સાથે કાયમ કરશે, ઈમામ મહદી (અલ.)ના પ્રગટ થવાથી લઈ અત્યાર સુધીમાં છ થી સાત વર્ષ પસાર થઈ જશે.

ઈમામ મહદી અલ. દેશની વ્યવસ્થામાં પ્રવૃત હશે તેવામાં અફવા ફેલાશે કે દજ્જાલે મુસલમાનો ઉપર તબાહી મચાવી દીધી છે, એ ખબર સાંળતાંની સાથે ઈમામ મહદી અલ. શામ, સિરિયા દેશ તરફ ધ્યાન કેન્દ્રિત કરશે. અને પાંચ અથવા નવ માણસોને તહકીક માટે રવાના કરશે જેનાથી ખબર મળશે કે તે અફવા ગલત છે. *(અલામાતે કયામત : ૧૩)*

# ૨. દજ્જાલનું નીકળવું

ઉપરોકત અફવા ફેલાયા પછી થોડા સમયમાં દજ્જાલ જાહેર થશે, દજ્જાલ યહૂદીઓમાંનો હશે, પ્રજા તેને મસીહના લકબથી ઓળખશે, તેની જમણી આંખમાં ફૂલ હશે, વાંકળિયા વાળ હશે, સવારી માટે એક મોટો ગધેડો હશે તે ઈરાક અને સિરિયા વચ્ચે પ્રગટ થશે અને નબી હોવાનો દા'વો કરશે પછી ત્યાંથી ઈસ્ફહાન તરફ ચાલ્યો જશે તેની સાથે સિત્તેર હજાર યહૂદીઓ હશે અને ત્યાં જઈ ખુદા હોવાનો દા'વો કરશે અને ચારેવ તરફ ફસાદ અને આંતક ફેલાવશે. દુનિયાના વધુ પડતા દેશોમાં ફરીને પોતાને ખુદા હોવાનું મનાવશે, અલ્લાહ પાક લોકોની આઝમાઈશ માટે તેના હાથથી ઘણી અજીબો ગરીબ વાતો પ્રગટ કરશે. તેની પેશાની ઉપર (ك-ف-ر) લખેલું હશે, જેને ઈમાનવાળા ઓળખી લેશે.

દજ્જાલના સાથે એક આગ હશે, જેને તે દોઝખ બતાવશે અને એક બાગ હશે જેને જન્નત કહેશે માનનારાઓને જન્નતમાં અને પોતાના વિરૂધીઓને દોઝખમાં નાંખશે પરંતુ વાસ્તવિકમાં તેની આગ, બાગ સમાન હશે અને તેનો બાગ આગ સમાન હશે, અને પોતાની સાથે ખાવા– પીવા અને અનાજનો મોટો ભંડોર હશે, જેને ઈચ્છશે તેને આપશે, જે લોકો દજ્જાલના ખુદા હોવાને માની લેશે તો દજ્જાલના હુકમથી તેઓ માટે વરસાદ વરસશે, અનાજ ઉગી નીકળશે, ઝાડો ઉપર ફળ લાગી જશે જાનવરોમાં દૂધ પેદા થઈ જશે, જે લોકો તેના ખુદા હોવાનો ઈનકાર કરશે તેઓ માટે ઉપરોકત બાબતો બંધ કરી દેશે અને મુસલમાનોને ઘણા પ્રકારની તકલીફો પહોંચાડશે, પરંતુ અલ્લાહના હુકમથી મુસલમાનો માટે તસ્બીહ, કલિમાનો જિક્ર, ખાવા–પીવાની ગરજ પુરી કરશે, દજ્જાલના જાહેર થતાં પહેલાં બે વરસ દુકાળ પડી ચુકયો હશે ત્રીજા વરસે દુકાળ દરમિયાન તે જાહેર થશે, પૃથ્વીના ખઝાના તેના સાથે ચાલવા લાગશે,

અમુક માણસોને તે કહેશે કે હું તમારા મૃત્યુ પામેલ માં– બાપને જીવંત કરૂં છું, જેથી દ્રષ્ય જોઈને મારા ખુદા હોવાનું યકીન કરી લો, પછી શૈતાનોને હુકમ આપશે, કે જમીનમાંથી તેઓના માં–બાપના રૂપમાં નીકળો, જેથી શૈતાનો મૃત્યુ પામેલ માં–બાપના રૂપમાં નીકળશે.

આવી રીતે દુનિયાના વધુ પડતા દેશોમાં તે પસાર થશે અને એના સાથે ઘણાં લોકો થઈ જશે અને પસાર થતાં થતાં મક્કા મુકર્રમહ પાસે પડાવ નાંખશે પરંતુ ફરિશ્તાઓની ચોકીના લઈને મક્કા મુકર્રમહમાં પ્રવેશી શકશે નહિં, ત્યાંથી મદીનહ મુનવ્વરહ તરફ જવાનો ઈરાદો કરશે તે સમયે મદીનહ મુનવ્વરહના સાત દરવાજા હશે અને દરેક દરવાજા ઉપર બે–બે ફરિશ્તાઓની ચોકી હશે, જેમના ભયથી દજ્જાલનું લશ્કર મદીનહ મુનવ્વરહમાં પ્રવેશી શકશે નહિં અને મદીનહ મુનવ્વરહમાં ત્રણ વખતે ધરતીકંપ થશે જેના લઈને મુનાફિક પ્રકારના લોકો ધરતીકંપના ભયના કારણે મદીનહ મુનવ્વરહથી બહાર નીકળી દજ્જાલના કબ્જામાં સપડાય જશે.

*(અલામાતે કયામત : ૧૫)*

# દજ્જાલ સાથે એક બુઝુર્ગનો મુનાઝિરો

મદીનહ મુનવ્વરહમાં તે સમયે એક બુઝુર્ગ રહેતા હશે જેઓ દજ્જાલના સાથે મુનાઝિરહ કરવા માટે નીકળશે, દજ્જાલના લશ્કર પાસે પહોંચી પુછશે કે દજ્જાલ કયાં છે ? દજ્જાલનું લશ્કર બુઝુર્ગની વાતચીતને દજ્જાલના અપમાન તરીકે માનીને તે બુઝુર્ગને કતલ કરવાનો ઈરાદો કરશે પરંતુ અમૂક લોકો કતલ કરવાથી રોકી લેશે અને કહેશે કે શું તમોને ખબર નથી કે આપણા ખુદાએ (દજ્જાલે) ઈજાઝત વિના કતલ કરવાની મનાઈ કરી છે ! પછી તેના લશ્કરના માણસો દજ્જાલ સામે જઈ અરજ કરશે કે એક અપમાન કરનાર માણસ આવ્યો છે અને આપની સેવામાં હાજર થવા માંગે છે, દજ્જાલ તે બુઝુર્ગને પોતાની પાસે બોલાવશે તે બુઝુર્ગ જયારે દજ્જાલના ચહેરાને જોશે ત્યારે ફરમાવશે કે મેં તને ઓળખી લીધો તું તે જ ફિટકાર પામેલ દજ્જાલ છે જેની ખબર અલ્લાહના પયગમ્બરે સલ. આપી હતી અને તારી ગુમરાહીની વાસ્તવિકતાનું વર્ણન કર્યુ હતું, દજ્જાલ ગુસ્સેથી ભરાય જશે અને હુકમ આપશે કે એને આરિથી ચીરી નાંખો,

જેથી તે બુઝુર્ગને આરીથી ચીરી દેવામાં આવશે અને બે ટૂકડા કરી ડાબી– જમણી તરફ ફેંકી દેશે, પછી દજ્જાલ બન્ને ટુકડાના વચ્ચેથી પસાર થઈને લોકોને કહેશે કે હવે હું મરનારને જીવંત કરી દઉ તો તમે મારા ખુદા હોવાનું યકીન કરશો ? તેઓ જણાવશે કે અમે તો તમારા ખુદા હોવાનું યકીન આરંભથી જ રાખીએ છીએ અને આપના ખુદા હોવામાં અમોને લેશ માત્ર પણ શંકા નથી પરંતુ જો આ મરનારને જીવંત કરી આપો તો અમને વધારે ઈત્મિનાન નસીબ થશે પછી મરનારના બન્ને ટુકડાને એકત્રિત કરી જીવંત થવાનો હુકમ કરશે, અલ્લાહ પાકની કુદરત અને હિકમત તથા ઈરાદાને કારણ તે મરનાર જીવતા થઈ જશે અને કહેશે કે હવે તો મને સંપૂર્ણ યકીન થઈ ગયું કે તું તે જ ફિટકાર પામેલ દજ્જાલ છે જેના ફિટકારની ખબર અલ્લાહના રસૂલે સલ. આપી હતી, દજ્જાલ ફરીવાર આવેશમાં આવીને તેના અનુયાયીઓને હુકમ કરશે કે એને કતલ કરી નાંખો, જેથી તે બુઝુર્ગના ગળા ઉપર છરી ફેરવશે પરંતુ તેનાથી તે બુઝુર્ગને કોઈ નુકસાન થશે નહિં, દજ્જાલ શરમાય જશે અને પોતાની દોઝખમાં તે બુઝુર્ગને ફેંકી દેશે, પરંતુ અલ્લાહની કુદરતના કારણે તે આગ એ બુઝુર્ગ માટે ઠંડી અને સલામતી વાળી પુરવાર થશે.

*(અલામાતે કયામત : ૧૬)*

# ૩. હઝરત ઈસા (અલ.)નું ઉતરવું અને ઈમામ મહદી (અલ.)ની મુલાકાત

ઉપરોકત બુઝુર્ગના બનાવ પછી દજ્જાલ કોઈ પણ મય્યિતને જીવંત કરવાની કુદરત ધરાવશે નહિં અને અહિંયાથી શામ– સિરિયા દેશ તરફ ચાલ્યો જશે, દજ્જાલના સિરિયા દેશ પહોંચતા પહેલાં ઈમામ મહદી અલ. દમિશ્ક (દમાસ્કશ) આવી ગયા હશે અને લડાઈની સંપૂર્ણ તૈયારીમાં લાગેલા હશે, લડાઈના સાધનોની વહેંચણી કરતા હશે તેવામાં અસરની અઝાન થશે લોકો નમાઝની તૈયારીમાં લાગેલા હશે અને હઝરત ઈસા અલ. બે ફરિશ્તાઓના ખભાના સહારે આકાશ પરથી દમિશ્કની જામેઅ મસ્જીદના પૂર્વ દિશાના મીનારા ઉપર ઉતરશે અને સીડી મંગાવશે, સીડી

લાવવામાં આવશે સીડી મારફતે નીચે ઉતરી ઈમામ મહદી અલ. સાથે મુલાકાત થશે, ઈમામ મહદી અલ. ઘણી નમ્રતા અને વિવેક સાથે વર્તાવ કરશે અને અરજ કરશે હે અલ્લાહના નબી ! આપ ઈમામત કરાવો, હઝરત ઈસા અલ. ફરમાવશે કે તમો જ ઈમામત કરો કારણ કે ઈમામ તમારામાંહેના જ છે અને ઈમામ બનવાની પ્રતિષ્ઠા અલ્લાહ પાકે આ ઉમ્મતને જ અર્પેલ છે જેથી હઝરત ઈમામ મહદી અલ. ઈમામત કરાવશે અને હઝરત ઈસા અલ. તેમની પાછળ નમાઝ પઢશે.

*(અલામાતે કયામત : ૧૬)*

# ઈસ્લામી લશ્કરની વ્યવસ્થા

નમાઝથી ફારિગ થઈ ઈમામ મહદી અલ. ફરી હઝરત ઈસા અલ.ને અરજ કરશે કે હે અલ્લાહના નબી ! હવે લશ્કરની વ્યવસ્થા આપના સિરે રહેશે, આપ પોતાની રીતે વ્યવસ્થા કરો, તેઓ ફરમાવશે કે નહિં, લશ્કરની વ્યવસ્થાનું કામ રાબેતા મુજબ તમારા સિરે જ રહેશે, હું તો માત્ર દજ્જાલને કતલ કરવા આવ્યો છું દજ્જાલ મારા હાથે જ કતલ થશે.

ઈમામ મહદી અલ. શાંતિમય રીતે રાત્રી પસાર કરશે એક મહાન લશ્કર સાથે લડાઈના મેદાનમાં તશ્રીફ લાવશે હઝરત ઈસા અલ. ફરમાવશે કે મારા માટે ઘોડો અને એક નેઝહ લાવો, કે દજ્જાલ મલઉનની બુરાઈઓથી પૃથ્વીને પવિત્ર કરી દઉ, જેથી હઝરત ઈસા અલ. દજ્જાલ ઉપર અને ઈસ્લામી લશ્કર દજ્જાલના લશ્કર ઉપર હુમ્લો કરશે અને ઘણી ભયાનક લડાઈ થશે. *(અલામાતે કયામત : ૧૬)*

# ઈસા (અલ.)ની ફુંકની ખાસિયત

તે સમયે હઝરત ઈસા અલ.ની ફુંકની ખાસિયત એ હશે કે જયાં સુધી આપની નજર દોડશે ત્યાં સુધી આપની ફુંકનો અષર પણ પહોચશે દજ્જાલ હજરત ઈસા અલ.ના મુકાબલાથી ભાગી છુટશે, આપ તેનો મુકાબલો કરતાં કરતાં "લુદ"નામી જગ્યા ઉપર તેને મેળવી લેશે અને નેઝહ વડે તેને કતલ કરી લોકોમાં તેના કતલ થવાની જાહેરાત કરશે.

*(અલામાતે કયામત : ૧૬)*

# યહૂદીઓની પરાકષ્ઠા

ઈસ્લામી લશ્કર યહૂદીઓને કતલ કરવામાં પ્રવૃત થઈ જશે દજ્જાલના લશ્કરમાં જે યહૂદીઓ હશે તેઓને કોઈ વસ્તુ આસરો આપશે નહિં, એટલે સુધી કે રાત્રીના અંધકારમાં જો કોઈ યહૂદી કોઈ પથ્થર અથવા ઝાડની આડમાં છુપાયેલો હશે તો ઝાડ અથવા પથ્થર પણ પુકારશે કે એ અલ્લાહના બંદા ! જુઓ આ યહૂદીને પકડો અને કતલ કરો, પરંતુ ગરકદ નામનું ઝાડ તેઓને આસરો આપશે અને છુપાવશે.

દુનિયા ઉપર દજ્જાલના ફસાદ અને આંતકનો સમય ચાલીસ દિવસનો હશે જેમાંથી એક દિવસ એક વરસ જેટલો અને એક દિવસ એક મહીના જેટલો અને એક દિવસ એક અઠવાડિયા જેટલો હશે અને બાકીના દિવસો સામાન્ય દિવસો જેટલા હશે.

રિવાયતોમાં આવેલ છે કે સહાબા રદિ.એ હુઝૂર સલ.ને સવાલ કર્યો કે જયારે એક દિવસ એક વરસ સમાન હશે ત્યારે એક દિવસની નમાઝ પઢવી જોઈએ કે એક વરસની ? આપે સલ. જવાબ આપ્યો કે (વખતના) અંદાઝાથી એક વરસની નમાઝો પઢવી જોઈએ ? *(અલામાતે કયામત : ૧૮)*

# દજ્જાલના કતલ પછી

દજ્જાલને કતલ કર્યા પછી હઝરત ઈસા અલ. અને હઝરત ઈમામ મહદી અલ. દુનિયાના તે દેશોમાં ફરશે જે દેશોમાં દજ્જાલે તબાહી મચાવી હતી અને મુસલમાનો ઉપર ખૂબ અત્યાચાર અને ઝૂલ્મ કર્યો હતો, ત્યાં જઈ લોકોને ઈત્મિનાન અપાવશે કે આવી તકલીફો વેઠનાર માટે અલ્લાહના ત્યાં મહાન બદલો રાખવામાં આવ્યો છે અને લોકોને તસલ્લી અર્પણ કરશે અને પોતાના તરફથી બક્ષિશ અને ભેટો અર્પણ કરીને તેઓની નુકસાની ભર્પાય કરશે.

હઝરત ઈસા અલ. સુવ્વરને કતલ કરવાનો, સલીબ (ક્રોસ)ને તોડવાનો અને કાફિરો પાસેથી ટેક્ષ વસૂલ ન કરવાનો આદેશ જારી ફરમાવશે અને સર્વે બિન મુસ્લિમોને ઈસ્લામની દા'વત આપશે અલ્લાહના ફઝલથી કોઈ કાફિર બાકી રહેશે નહિં, દુનિયા હઝરત ઈમામ મહદી અલ.ના અદલ અને ઈન્સાફના કારણે રોશન થઈ જશે ઝુલ્મ અને

અત્યાચાર નાબૂદ થઈ જશે બધા લોકો અલ્લાહની ઈબાદતમાં મગ્ન થઈ જશે, ઈમામ મહદી અલ.નો શાસનકાળ સાત, આઠ અથવા નવ વરસનો રહેશે. *(અલામાતે કયામત : ૧૯)*

# ઈમામ મહદી અલ.ની વફાત

હઝરત ઈમામ મહદી અલ.ના સાત વરસ ઈસાઈઓના ફિત્ના દબાવવામાં આઠમું વરસ દજ્જાલ સાથે લડાઈમાં અને નવમું વરસ હઝરત ઈસા અલ. સાથે પસાર થશે એ રીતે હઝરત ઈમામ મહદી અલ.ની ઉંમર (૪૯) વરસની હશે અને હઝરત ઈસા અલૈ. તેઓની જનાઝહની નમાઝ પઢાવશે અને દફન ફરમાવશે. *(અલામાતે કયામત : ૧૯)*

# ૪. યાજૂજ–માજૂજનું નીકળવું

હઝરત ઈમામ મહદી અલ.ની વફાત પછી દરેક નાના–મોટા કામો હઝરત ઈસા અલ. સંભાળી લેશે, બધા લોકો શાંતિના સાથે જીવન પસાર કરતા હશે તેવામાં હઝરત ઈસા અલ.ને અલ્લાહ તઆલા તરફથી હુકમ મળશે કે મારા બંદાઓમાંથી તાકતવર બંદાઓને જાહેર કરી રહ્યો છું કોઈ માણસની તેઓનો મુકાબલો કરવાની શકિત નહિં હોય જેથી મારા મુખ્લિસ બંદાઓને કોહે તૂર (તૂર નામના પહાડ) ઉપર લઈ ચાલ્યા જાઓ, અને ત્યાં રહેવા લાગો.

હઝરત ઈસા અલ. કોહે તૂરના કિલ્લા ઉપર પડાવ નાંખશે અને લડાઈના સાધનો તૈયાર કરવામાં પ્રવૃત થઈ જશે તેવામાં યાજૂજ–માજૂજ સદ્દે સિકંદરી તોડી નાંખી તીડોના જેમ ચારેવ તરફ ફેલાય જશે, અત્યાચાર, વ્યભિચાર, સતાવવામાં અને કેદ કરવામાં પ્રવૃત હશે અને પોતાના સ્થળથી (યાજૂજ–માજૂજના સ્થાન વિ. હાલત અહિંયા રજૂ કરી નથી) ઝુલ્મ કરતાં કરતાં શામ–સિરિયા સુધી પહોંચશે ત્યારે તેઓ કહેશે કે દુનિયાવાળાઓને આપણે નાબૂદ કરી દીધા, હવે ચાલો આકાશ વાળાઓને પણ નાબૂદ કરી દઈએ, આકાશ તરફ તીરો ફેંકશે અલ્લાહ પાક પોતાની કુદરત દ્વારા તેઓના તીરોને લોહી વાળા બનાવી પાછા ફેંકશે જેથી તેઓ ઘણાં ખુશ થશે કે હવે તો આપણાં સિવાય કોઈ જ નથી.

*(અલામાતે કયામત : ૧૯)*

# યાજૂજ–માજૂજની નાબૂદી

યાજૂજ–માજૂજના ફિત્ના વખતે અનાજની ખૂબ તંગી થઈ જશે, છેવટે હઝરત ઈસા અલ. દુઆ કરશે અને એમના સાથીઓ આમીન કહેશે જેના કારણે અલ્લાહ તઆલા યાજૂજ–માજૂજમાં એક બીમારી પેદા કરશે જેના લઈને એક જ રાતમાં તેઓ નાબૂદ થઈ જશે,

યાજૂજ–માજૂજની લાશોથી દુનિયા બદબૂદાર બની ગઈ હશે ફરી હઝરત ઈસા અલ. દુઆ કરશે પછી અલ્લાહ પાક મોટા કદવાળા પક્ષીઓ મોકલશે તે પક્ષીઓ યાજૂજ–માજૂજને ખાય જશે અને અમૂકને ઉઠાવી ટાપુઓમાં લઈ જશે. *(અલામાતે કયામત : ૨૧)*

# હઝરત ઈસા (અલ.)ની વફાત

યાજૂજ–માજૂજની લાશોથી પૃથ્વી ઘણી જ દુર્ગંધ થઈ જશે, જેને દૂર કરવા ઘણી જ બરકતવંતી વરસાદ લગાતાર ચાલીસ દિવસ સુધી દરેક જગ્યાએ પડશે જેના કારણે પાકની ઉપજ ઘણી જ થશે અને ઝમીનની બરકતો વધી જશે બધા લોકો ઐશ અને આરામમાં રહેવા લાગશે, પૃથ્વી ઉપર ઈમાનવાળા સિવાય અન્ય કોઈ હશે નહિં. અદેખાય અને કીનો દિલોમાંથી નીકળી જશે દરેક અલ્લાહની બંદગી અને ફરમા બરદારીમાં પ્રવૃત થઈ જશે સાંપ અને જાનવરો લોકોને તકલીફ પહોંચાડશે નહિં, યાજૂજ–માજૂજ કોમની તલવારોના મયાનો અને કમાનો બળતણ તરીકે લોકો વાપરશે, આ હાલત સાત વરસ સુધી રહેશે તે પછી બરકતોના સાથે સાથે નફસાની ખ્વાહિશાત ધીમે ધીમે વધવા લાગશે.

ઉપરોકત બનાવો હઝરત ઈસા (અલ.)ના યુગમાં થશે, આપ દુનિયામાં ચાલીસ વરસ સુધી રહેશે, આપની શાદી થશે અવલાદ થશે, પછી આપની વફાત થશે અને હુઝૂર સલ.ના મુબારક રવઝહ પાસે આપને દફન કરવામાં આવશે. *(અલામાતે કયામત : ૨૨)*

# પૂર્વ–પશ્ચિમમાં ધસી જવાના બનાવો

હઝરત ઈસા અલ.ની વફાત પછી "જહજાહ" નામી યમન દેશના બાદશાહ આપના ખલીફા થશે અને ઈન્સાફ સાથે હુકૂમત કરશે તેઓ

પછી ઘણાં ખલીફાઓ થશે અને તેઓના રાજમાં અભણતા અને કુફ્રના રિવાજો થવા લાગશે અને ઈલ્મ ઉઠી જશે.

તેઓના યુગમાં એક મકાન પૂર્વમાં, અને એક મકાન પશ્ચિમમાં (જમીનમાં) ધસી જશે જેમાં તકદીરનો ઈન્કાર કરનાર હલાક બરબાદ થઈ જશે તે જ દિવસોમાં એક ધુમાડો નીકળશે જે પૃથ્વી ઉપર ફેલાય જશે જેનાથી લોકો પરેશાન થઈ જશે મુસલમાનોને તે ધુમાડાથી માત્ર સરદી અને સળેખમ થશે જયારે મુનાફિકો અને કાફિરો એવા બેહોશ થઈ જશે કે કોઈ એક દિવસે કોઈ બે દિવસે અને અમૂક માણસો ત્રણ દિવસે હોશમાં આવશે આ ધુમાડો લગાતાર ચાલીસ દિવસ સુધી રહેશે પછી આકાશ સ્વચ્છ થઈ જશે. *(અલામાતે કયામત : ૨૩)*

# ૫. પશ્ચિમ દિશામાંથી સૂર્યનો ઉદય

ઉપરોકત ધુમાડાના ગાયબ થયા પછી જીલહજ્જના મહીનામાં દસમી તારીખ પછીની રાત એટલી લાંબી થઈ જશે કે રાત્રીના સમયે સફર કરનારા કંટાળી જશે, બાળકો જાગી જશે, જાનવરો ચરવા માટે ઉતાવળ કરશે અહિંયા સુધી કે લોકો ગભરામણના કારણે રડવાનું શરૂ કરી દેશે અને તોબા તોબા પુકારી ઉઠશે છેવટે ત્રણ–ચાર રાતોના સમાન લાંબી રાત પસાર થયા પછી સુર્ય, ચંદ્રગ્રહણના સમાન ન જેવા પ્રકાશ સાથે પશ્ચિમ દિશા તરફથી ઉદય થશે તે સમયે બધા લોકો અલ્લાહ તઆલાના એક હોવાનો ઈકરાર કરશે પરંતુ તે સમયે તોબાનો દરવાઝો બંધ થઈ ગયો હશે તે પછી રાબેતા મુજબ પૂર્વ દિશા તરફથી ઉદય થતો રહેશે.

*(અલામાતે કયામત : ૨૩)*

# ૬. પૃથ્વીમાંથી જાનવરનું નીકળવું

બીજા દિવસે "સફા" પહાડ જે કા'બાની પૂર્વ દિશામાં આવેલો છે ધરતીકંપના લઈને ફાટી જશે તેમાંથી અજીબ શકલનું એક જાનવર જાહેર થશે દેખાવમાં સાત જાનવરો જેમ લાગશે.

૧. માણસ જેવું મોઢું હશે. ૨. ઊંટ જેવા બાલ હશે. ૩. ડોકી ઘોડા જેવી હશે. ૪. બળદ જેવી પુછડી હશે. ૫. હરણ જેવી સુરીન હશે. ૬. સાબર જેવા સિંગડાં હશે. ૭. વાંદરા જેવા હાથ હશે.

અને ઘણી જ સાફ ભાષામાં વાતો કરશે. તેના એક હાથમાં હઝરત મૂસા અલ.ની લાઠી અને બીજા હાથમાં હઝરત સુલેમાન અલ.ની વીંટી હશે, સર્વે શહેરોમાં એટલી ગતિમાં સફર કરશે કે કોઈ માનવી તેનો પીછો કરી શકશે નહિં. અને કોઈ નાસનાર નાસી શકશે નહિં અને દરેક માણસના ઉપર નિશાની લગાવતુ જશે જો તે ઈમાનવાળો હશે તો હઝરત મૂસા અલૈ.ની લાઠી વડે તેની પેશાની (કપાળ) ઉપર એક પ્રકાશિત લીટી ખેંચી દેશે જેના કારણે તેનો ચહેરો ઘણો જ પ્રકાશિત થઈ જશે અને જો તે ઈમાનવાળો નહિં હોય તો હઝરત સુલેમાન અલ.ની વીંટી વડે તેના નાક અથવા ગરદન ઉપર કાળો સિક્કો લગાવશે જેના કારણે એના ચહેરાની રોનક ખતમ થઈ જશે. આ બાબતના કારણે જો એક જ દસ્તરખ્વાન ઉપર અનેક માણસો ખાવા બેસેલા હશે તો દરેકના કુફ્ર અને ઈમાનનો તફાવત જાહેર થઈ જશે, આ જાનવરનું નામ દાબ્બતુલ અર્ઝ (પૃથ્વીનું જનાવર) છે. જે મજકૂર કામ કરીને અદ્રષ્ય થઈ જશે, સુર્યના પશ્ચિમ દિશા તરફથી નીકળવા અને પૃથ્વીમાંથી ઉપરોકત જાનવરના જાહેર થયા પછી કયામતની સૂર ફુંકાવવામાં ૧૨૦ વરસનું અંતર હશે. *(અલામાતે કયામતઃ ૨૪)*

# ૭. દક્ષિણ દિશામાંથી હવા નીકળશે

દાબ્બતુલ અર્ઝના અદ્રષ્ય થયા પછી દક્ષિણ દિશા તરફથી એક ઘણી જ ખુશમય હવા નીકળશે જેના કારણે ઈમાનવાળાની બગલમાં દરદ થશે જેના કારણે તેનું મૃત્યું થશે.

# ૮. કયામતના બિલ્કુલ પહેલાં હબશી લોકો છવાય જશે

જયારે બધા ઈમાનવાળા મૃત્યુ પામશે ત્યારે હબ્શી લોકો છવાય જશે દરેક જગ્યાએ તેઓની હુકૂમત હશે, ખાનએ કા'બાને પાડી દેશે, હજ્જ કરવાનું બંધ થઈ જશે, કુર્આન શરીફ ઉઠાવી લેવામાં આવશે, અલ્લાહનો તથા આખિરતનો ડર કોઈના દિલમાં નહિ હોય, શરમ ઉઠી જશે, જાનવરોના જેમ રસ્તાઓ ઉપર વ્યભિચાર થશે હાકિમોનો ઝુલ્મ અને

પબ્લિક એક બીજા ઉપર ઝુલ્મ કરશે, દુકાળ પડશે, સંભોગનું પ્રમાણ વધી જશે અને જણવાનું પ્રમાણ ઓછું થશે, દરેક જગ્યાએ મોઘવારી વધી જશે, શામ દેશમાં મોંઘવારી ઓછી હોવાના કારણે લોકો શામ દેશ તરફ ચાલવા લાગશે,

## સર્વે મુસલમાનો નાબૂદ થઈ જશે

હઝરત અનસ રદિ. રિવાયત બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે ''કયામત ત્યાં સુધી નહિ આવશે જયાં સુધી પૃથ્વી ઉપર અલ્લાહનું નામ લેનાર બાકી રહેશે.''

*(તિર્મિઝી : ૨/૪૪)*

## હજજે બૈતુલ્લાહ ખતમ થઈ જશે

હઝરત અબૂ સઈદ રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે ''જયાં સુધી બૈતુલ્લાહની હજ બંધ નહિ થાય ત્યાં સુધી કયામત આવશે નહિં.''

*(કન્ઝુલ ઉમ્માલ ૩/૧૪)*

## કુર્આન ઉઠાવી લેવામાં આવશે

હઝરત ઉમર રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે ''જયાં સુધી હજરે અસ્વદ અને કુર્આન શરીફ ઉઠાવી લેવામાં નહિં આવે ત્યાં સુધી કયામત નહિ આવે.'' *(કન્ઝુલ ઉમ્માલ :૧૪/૧૦૦)*

## મદીનહ મુનવ્વરહ વેરાન થઈ જશે

હઝરત અબૂહુરૈરહ રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે ''ઈસ્લામી પ્રદેશોમાં સૌથી છેલ્લો પ્રદેશ મદીનહ મુનવ્વરહ હશે જે સૌથી છેવટે વેરાન થશે.'' *(કન્ઝુલ ઉમ્માલ, ૧૪/૧૦૧)*

# કયામતના નજીક હોવાની છેલ્લી નિશાની

## ૯. દક્ષિણ દિશા તરફથી આગ નીકળશે

દક્ષિણ દિશા તરફથી એક આગ નીકળશે જેનાથી લોકો દોડશે, આગ લોકોનો પીછો કરશે, જયારે લોકો દોડતા દોડતા બપોરના સમયે થાકી જશે ત્યારે આગ પણ થોભી જશે, જયારે સુર્યની ગરમી વધી જશે ત્યારે આગ ફરી એ લોકોનો પીછો કરશે જયારે સાંજ પડશે ત્યારે આગ થોભી જશે, અને લોકો પણ આરામ કરશે સવાર પડતાંની સાથે આગ પીછો કરશે અને લોકો નાસવા લાગશે, એમ કરતાં કરતાં લોકોને શામ દેશ સુધી પહોંચાડી જશે અને આગ અદ્રશ્ય થઈ જશે અમૂક માણસો પોતાના વતનની મહોબ્બતના કારણે પોતાના વતન પાછા ફરશે જયારે વધુ પડતા લોકો શામ દેશમાં જ રહી જશે. કયામતના પાસે હોવાની આ છેવટની નિશાની છે. *(અલામાતે કયામત : ૨૬)*

## ૧૦. કયામત આવી જશે

ઉપરોકત છેલ્લી નિશાની પછી કયામતની સર્વપ્રથમ નિશાની એ થશે કે લોકો ત્રણ ચાર વરસ સુધી ગફલતમાં પડેલા રહેશે અને દુનિયાની નેઅમતોમાં ફસાય જશે વાસનાનું પ્રમાણ વધી જશે જુમ્માના દિવસે જે મહોર્રમની દસમી તારીખનો દિવસ પણ હશે સવાર પડતાં લોકો પોતાના કામમાં પ્રવૃત થઈ ગયા હશે કે અચાનક એક લાંબો અવાઝ સંભળાશે એ જ કયામતનું સૂર ફુંકાવવું હશે, બધા લોકોને તે અવાજ એક સાથે સંભળાશે, બધા લોકો આશ્ચર્ય કરશે કે આ અવાઝ કેવો છે ! અને કયાંથી આવે છે ! ? ધીમે ધીમે તે અવાજ વીજળીના કડાકા સમાન વધતો જશે જેના કારણે લોકોની ગભરામણ વધી જશે જયારે તેનો અવાઝ અતિશય ભારે થવા લાગશે ત્યારે લોકો મરવા લાગશે, પૃથ્વીમાં ધરતીકંપ થશે જેના કારણે લોકો મકાનો છોડી મેદાનો તરફ નાસવા લાગશે, અને જંગલી જાનવરો ભયાનક અવાઝના કારણે જંગલો છોડી લોકોની વસ્તી તરફ

આવવા લાગશે, ધરતી હવે ફાટવા લાગશે, દરીયાઓ ઉભરાય જશે અને આસપાસની જગ્યાઓ પર ચઢી જશે, ઘણાં મજબૂત પહાડો ટુકડા ટુકડા થઈ જશે અને રેતીના જેમ હવામાં ઉડવા લાગશે, પછી પણ તે અવાઝ વધતો જશે, છેવટે એટલો ખતરનાક અવાઝ થશે કે આકાશો ફાટી જશે, તારાઓ તૂટી જશે. *(અલામાતે કયામત : ૨૬)*

# ઈબ્લીસ મલઉનની વફાત

જયારે માણસો મરી જશે ત્યારે મોતના ફરિશ્તા ઈબ્લીસની રૂહ કબ્જે કરવા લાગશે તે મલઉન ચારેવ દિશાઓ તરફ નાસતો ફરશે ફરિશ્તાઓ આગના હથોળા મારી મારીને તેને પાછો લાવશે અને તેની રૂહને કબ્જે કરી લેશે. માનવીઓની મોતના સમયે જેટલી તકલીફો સર્વેને પડેલ છે તેટલી જ તકલીફો માત્ર એકલા ઈબ્લીસ મલઉનને આપવામાં આવશે.

*(અલામાતે કયામત : ૨૭)*

# કયામત પછી ?

કયામતની સૂર લગાતાર છ માસ સુધી ફુંકાશે જેના કારણે આકાશ, પૃથ્વી, પહાડ, દરીયાઓ, તારાઓ, માનવીઓ, જાનવરો, ફરિશ્તાઓ પણ મરી જશે. અલ્લાહ તઆલાની જાત સિવાય દરેક ફના થઈ જશે, કોઈ બાકી રહેશે નહિં, ત્યારે અલ્લાહ તઆલા ફરમાવશે, કયાં છે બાદશાહો ? અને કયાં છે હુકૂમતના દાવેદારો ? આજની હુકૂમત કોના માટે છે ? પછી પોતે જ જવાબ આપશે "એકલા ખુદા અને કહહારના માટે જ છે, એક સમય સુધી અલ્લાહની જાત જ હશે. બાકી કોઈ નહિં હોય.

لِمَنِ الْمُلْكُ الْيَوْمَ ، لِلّٰهِ الْوَاحِدِ الْقَهَّارِ۔ (سورة مؤمن ـ ١٦)



# -: પ્રકરણ ૩ :-

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ આજથી સવાચૌદસો વરસ પૂર્વે જે ફિત્નાઓ અને સમાજમાં ફેલાય જનાર બુરાઈઓનું વર્ણન કર્યુ હતું તેના સાથે જ તે બુરાઈઓથી બચવાના આદેશો અને માર્ગદર્શન પણ આપ્યાં હતાં, વર્તમાન યુગમાં તે બુરાઈઓ દરરોજ નજરે પડે છે, પરંતુ અફસોસ એ બાબતનો છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ તે બુરાઈઓથી બચવાના જે ઉપાયો મુસલમાનોને બતાવ્યા હતા ઘણાં મુસલમાનો તે ઈલાજોથી અંજાણ છે, અલબત્ત જે લોકો અલ્લાહના ફઝલથી તે માર્ગદર્શન પર અમલ કરતા રહ્યા છે તેઓ દુનિયામાં પણ સુરક્ષિત રહ્યા અને આખિરતમાં પણ સફળતા મેળવશે, એવી રીતે ભવિષ્યમાં પણ એ જ પ્રમાણે બનતું રહેશે કે જે લોકો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) ના માર્ગદર્શન અને આદેશોનું અમલી કરણ કરશે, ભલે તે ભલાઈઓનો યુગ હોય કે પછી બુરાઈઓનો યુગ હોય, હદીષોની રૂએ તેઓ દુનિયા અને આખિરતમાં ઈ.અ. સફળતા પ્રાપ્ત કરશે.

ઉપરોકત હેતુને નજર સમક્ષ રાખી કુર્આનની અમૂક આયતો અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) ની હદીષો ને એકત્રિત કરવાનો પ્રયાસ કરવામાં આવે છે, જે વર્તમાન યુગમાં આપણ મુસલમાનો માટે માર્ગદર્શન નીવડશે જેના અમલીકરણ દ્વારા દરેક મુસલમાન ભાઈ દુનિયા અને આખિરતની દરેક પ્રકારની મુસીબતો અને અઝાબથી સુરક્ષિત રહેશે અને જેને અપનાવી આપણાં સમાજને શાંતિમય બનાવી શકાય.

## ૧. સબર કરવી

ફિત્નાઓના યુગમાં સબર કરવાનો ષવાબ, ઘણી હદીષોમાં વર્ણન કરવામાં આવ્યો છે તે પૈકી અમૂક રિવાયતો નકલ કરવામાં આવે છે.

(૧) હઝરત ઝુબૈર બિન અદી રદિ. રિવાયત બયાન કરે છે કે અમે હઝરત અનસ રદિ. સમક્ષ હજ્જાજ બિન યૂસુફ ના ઝુલ્મોનું વર્ણન કર્યુ ત્યારે તેઓએ ફરમાવ્યું કે તમે સબર કરો, કેમકે તમારા ઉપર જે પણ યુગ આવશે તેનાથી વધુ ખરાબ યુગ તેના પછી આવશે, અહિંયા સુધી કે તમે

તમારા પરવરદિગારની મુલાકાત કરી લો, આ વાત મેં અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) પાસેથી સાંભળી છે. *(બુખારી : ૨/૧૦૪૭)*

આ હદીષમાં સબર કરવાનો હુકમ આપવામાં આવ્યો છે અને તેનું કારણ એ વર્ણન કરવામાં આવ્યું છે કે દરેક આવનાર યુગ વર્તમાન યુગ કરતાં વધુ ખરાબ આવશે, અહિંયા સુધી કે મૌત આવી જશે, આ હદીષ વર્તમાન યુગ ઉપર અક્ષરશ સાબિત થઈ રહેલ છે આપણે જોતા આવી રહ્યા છીએ કે દરેક આવનાર યુગ ભુતકાળથી વધુ ખરાબ થતો જાય છે અને એ જ પ્રમાણે હંમેશા બનતુ રહેશે, પછી આપણે કેમ સબર કરવી ન જોઈએ ! ઓછામાં ઓછું એટલુ તો બનશે કે આપણા આ'માલનામામાં સબર કરવાના ષવાબનો વધારો તો થતો જ રહેશે.

(૨) હઝરત ઉત્બા બિન ગઝવાન રદિ. રિવાયત બયાન કરે છે કે “તમારા પછી એક સબરનો યુગ આવશે, તે યુગમાં સબર પર અડગ રહેવાનો ષવાબ તમારા યુગના પચાસ સહાબાના ષવાબ સમાન હશે,અને બીજી રિવાયતમાં આ પ્રમાણેના શબ્દો વર્ણેલા છે કે તમારા પછી એક સબરનો યુગ આવશે જેમાં સબર કરનારને તમારા (સહાબા) માં થી પચાસ (સહાબાના) શહીદોનો ષવાબ મળશે.”

એનાથી પુરવાર થાય છે કે સબરના યુગમાં સબર કરવાનો કેટલો વધારે ષવાબ છે, એટલે જો કોઈ માણસ સબર કરે તો તેને આજના યુગના નહિં પણ સહાબાના યુગના પચાસ શહીદોનો ષવાબ મળશે.

વર્તમાન યુગમાં કત્લેઆમ થઈ રહેલ છે, ઘણાં વટેમાર્ગુ લોકોને બિનગુનાહ કતલ કરી દેવામાં આવે છે, નિર્દોષ માણસોને બર્બાદ કરી દેવામાં આવે છે,તેઓના વારસદારો, ખાસ કરી તેઓના મા–બાપ, ભાઈ–બહેનો, અને તેઓની ઔલાદ પર કયામત તૂટી પડે છે, અને સબર કરવી અશકય બની જાય છે, જો તે જ બનાવ કોઈ બિનમુસ્લિમ કુટુંબમાં બન્યો હોત તો તેને સબર અપાવવા માટે ન કોઈ ખુશખબરી હોતે ન કોઈ બશારત, કે ન કોઈ ષવાબનો વાયદો, પરંતુ મુસલમાનો પર અલ્લાહપાકે એ એહસાન ફરમાવ્યું છે કે જો કોઈ માણસને આઘાત લાગે અથવા તકલીફ પહોંચે અને પછી તે પર સબર કરી લે તો અનહદ ષવાબ અને બદલાનો હકદાર બને છે, જેમકે ગત હદીષમાં વર્ણન કરવામાં આવ્યું કે

તેને પચાસ શહીદોના બરાબર ષવાબ આપવામાં આવશે, એવી જ રીતે કુર્આન શરીફે એવા લોકોને જેઓ મુસીબતની હાલતમાં સબર કરે છે મહાન ખુશખબરી સંભળાવેલ છે, અલ્લાહપાક ફરમાવે છે :

"અને અલબત્ત અમે તમને કંઈક ભય તથા ભૂખ અને જાન તથા માલના નુકસાન તથા ફળો (નું ઉત્પાદન) ઘટાડીને અજમાવીશું, અને આપ (એવી કસોટીમાંથી પુરા ઉતરનાર) સબ્ર કરવાવાળાઓને ખુશખબરી આપી દો, (કે) જયારે તેઓ પર કોઈ પ્રકારની કોઈ પણ મુસીબત આવે છે ત્યારે તેઓ એમ કહે છે કે બેશક, અમે તો (માલ અવલાદ સહિત) અલ્લાહના જ છીએ, અને (અંતે) અમે સૌ તેના તરફ જ પાછા જવાવાળા છીએ, એવા લોકો પર તેમના પાલનહાર તરફથી (અલગ અલગ) ખાસ ખાસ રહમતો પણ થશે, અને (બધાઓ પર ) આમ રહમત પણ થશે અને એજ લોકો છે જેઓ સીધો માર્ગ પામી ચુકયા છે." *(સૂરએ બકરહ આયત ૧૫૫ થી ૧૫૭)*

આ આયતથી એ વાત સ્પષ્ટ થાય છે કે કોઈ મુસીબતના સમયે સબ્ર કરનાર પર અલ્લાહપાક તરફથી રહમતોનું ઉતરાણ થાય છે, અને તે માણસ સીધા માર્ગ પર છે, જેથી સબ્રને છોડવી ન જોઈએ.

(૩) હઝરત અબૂઝર રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ તેઓને સવાલ કર્યો કે એ અબૂઝર ! જો તમે તુચ્છ કક્ષાના લોકો દરમિયાન હોય તો શું કરશો ? હઝરત અબૂઝર રદિ. એ જવાબ આપ્યો કે : એ અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) આપ અમને બતાવી દો કે તે સમયે શું કરવું જોઈએ ? ત્યારે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું કે સબર કરો, સબર કરો, સબર કરો, લોકો સાથે સદવર્તાવ કરો અને તેઓના કાર્યોના વિરૂધ કરો, (એટલે દુષ્ટકાર્યોમાં તેઓની તાબેદારી ન કરો.)

## ૨. ગુનાહોથી તૌબા કરવી

વર્તમાન યુગમાં મુસલમાનો ઉપર જે વિવિધ પ્રકારના ફિત્ના અને મુસીબતો ઉતરી રહેલ છે તે વાસ્તવમાં આપણા (મુસલમાનોના) દુષ્ટકાર્યોના કારણે જ છે, માણસ જે પણ ગુનાહો કરે છે જો તેને

અલ્લાહપાક માફ ન કરે તો દુનિયામાં અથવા આખિરતમાં તેને જરૂર સઝા મળે છે, અલ્લાહપાક કુર્આન શરીફમાં ફરમાવે છે :

"જે કાંઈ પણ તમને મુસીબત પહોંચે છે, તે તમારા હાથોના કાર્યોના કારણે જ છે." *(સૂરએ શૂરા : ૩૦)*

અને અલ્લાહપાક બીજી જગ્યાએ કુર્આનમાં ફરમાવે છે :

"જે માણસ કાંઈ પણ ગુનોહ કરશે તેનો બદલો તેને આપવામાં આવશે." *(સૂરએ નિસા : ૧૨૩)*

એ પરથી સાબિત થાય છે કે ગુનાહની સઝા દુનિયામાં અથવા આખિરતમાં મળે છે, પરંતુ જો કોઈ માણસ સાચા દિલથી તૌબા કરી લે તો ઉમ્મીદ છે કે તે સઝાથી બચી જશે, કારણકે હદીષમાં વર્ણન આવેલ છે કે "ગુનાહથી તૌબા કરનાર એવો થઈ જાય છે જાણે તેણે કોઈ ગુનોહ કર્યો જ નથી."

ગુનોહ એવી બાબત છે કે જો તેમાં સઝા ન પણ થાય તો પણ માત્ર એ વિચારી ગુનાહોથી બચવું જરૂરી હતું કે તેનાથી અલ્લાહપાક નારાજ થાય છે, જો દુનિયામાં કોઈ માણસ આપણા ઉપર એહસાન અને ઉપકાર કરે તો તેને નારાજ કરવાની આપણામાં હિંમત થતી નથી, અલ્લાહપાકના અસંખ્ય એહસાનો બંદાઓ પર છે, તેને નારાજ કરવાની હિંમત કેવી રીતે થાય છે ! ? વધુ એ કે જો સઝાનો ભય પણ હોય, ભલે દુનિયાની સઝા હોય કે આખિરતની સઝા હોય. તો કોઈ માણસ ગુનાહ કરવાની હિંમત કેવી રીતે કરી શકે ? ! એટલે અલ્લાહપાકની નારાજગી અને સઝાથી બચવું બહું અવશ્ય છે, એક હદીષમાં અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) ફરમાવે છેઃ

"પોતાને ગુનાહોથી બચાવો, કારણકે ગુનોહ કરવાથી અલ્લાહ તઆલાનો ક્રોધ ઉતરે છે." *(મુસ્નદે અહમદ)*

મુસલમાનોને દુનિયામાં જે કાંઈ તકલીફ પહોંચે છે, તેનાથી તેના ગુનાહ માફ થઈ જાય છે, અથવા તો આખિરતમાં તેનો દરજ્જો બુલંદ– ઉચ્ચ થાય છે, કારણકે અલ્લાપાકે ઈમાનવાળા માટે દુનિયાને જેલ અને કાફિર માટે જન્નત બનાવેલ છે કે કાફિરના ભાગ્યમાં જેટલી ખુશીઓ હોય છે તે સર્વે અહિંયા દુનિયામાં જ મળી જાય છે, આખિરતમાં તેના માટે

ઉદાસી જ હશે અને મુસલમાનો દુનિયામાં જેટલી ઉદાસી ઉઠાવે છે તેના બદલામાં આખિરતમાં ખુશીઓ જ મળશે, જેથી કોઈ પણ મુસલમાને હંગામી મુસીબતો અને પરેશાનીઓથી ગભરાવવાના બદલે સબ્ર કરવી જોઈએ, જેથી તેના દરજાઓ અતિ વધારે બુલંદ થાય અને તેના ગુનાહો માફ થાય.

## ૩. ગુનોહ અને તેની દુન્યવી સઝા

અમૂક હદીષોથી એ જાણવા મળે છે કે દુનિયામાં ઘણી પરેશાનીઓ આપણા દુષ્ટકાર્યોનું પરિણામ હોય છે, એટલે માણસ તે કાર્યોથી બચે અને તૌબા કરી લે તો ઉમ્મીદ છે કે ઘણી પરેશાનીઓ દૂર થઈ જશે, તે પૈકી અમૂક હદીષો અહિંયા વર્ણન કરવામાં આવે છે કે જેથી ખબર પડે કે કયા ગુનાહના કારણે કઈ મુસીબત અને પરેશાની દુનિયામાં આવે છે.

**(૧)** "નિશંક માણસ પોતાના ગુનાહોને કારણે રોઝીથી વંચિત થઈ જાય છે." આ હદીષના સ્પષ્ટી કરણમાં આલિમોએ જણાવ્યું કે અમૂક સમયે વાસ્તવમાં માણસ પોતાના ગુનાહોના કારણે રોઝીથી વંચિત થઈ જાય છે, જયારે અમૂક સમયે જાહેરમાં તો રોઝીથી વંચિત થતો નથી પરંતુ તેની બરકતોથી જરૂર વંચિત થઈ જાય છે.

**(૨)** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદિ. રિવાયત બયાન કરે છે :

"હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) અમો (મુહાજિરીનની જમાઅત)ને સંબોધી ફરમાવા લાગ્યા, અય મુહાજિરીનની જમાઅત ! પાંચ વસ્તુઓ એવી છે કે જે તમારા ઉપર આવી પડે એનાથી હું અલ્લાહની પનાહ માંગુ છું,

- જયારે કોઈ પ્રજામાં બેશર્મીના બનાવો જાહેરમાં થવા લાગશે ત્યારે તેઓ પ્લેગમાં સંડોવાય જશે, અને એવા રોગોમાં સપડાય જશે કે તેવા રોગો એમના પૂર્વજોના સમયમાં કદી થયા નહિ હોય.
- જયારે કોઈ પ્રજા માપ-તોલમાં ઓછુ કરશે ત્યારે દુષ્કાળ અને સત્તાધીશો ના ઝુલ્મમાં સપડાય જશે.
- જયારે ઝકાત અદા કરવાનું બંધ કરી આપશે તો રેહમતની વર્ષા બંધ કરી દેવામાં આવશે, જો જાનવર ન હોત તો કદાપી વર્ષા ન થાત.

- જયારે અલ્લાહ અને તેના રસૂલનું વચન ભંગ કરશે ત્યારે બીજી કૌમમાંહેનો દુશ્મન તેઓ પર બેસાડી દેવામાં આવશે તે (અત્યાચારે) તેઓનો માલ લઈ લેશે.
- અને જયારે તેઓના ઈમામો અલ્લાહની કિતાબ (કુર્આન શરીફ) મુજબ હુકમ નહિ આપે અને અલ્લાહની ઉતારેલ બાબતોને પસંદ નહિં કરે ત્યારે તે પ્રજાને માંહોમાંહે લડાવી મારશે.''

*(ઈબ્ને માજા : ૨૯૦)*

**(૩)** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ રદિ.રિવાયત બયાન કરે છે:

''જયારે કોઈ કૌમમાં ખયાનત જાહેર થાય છે ત્યારે અલ્લાહપાક તેઓના દિલોમાં ધાક બેસાડી દે છે, અને જે કૌમ નાહક ફેંસલો કરે છે તેઓ પર દુશ્મન બેસાડી દેવામાં આવે છે.''

**(૪)** અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : ''જયારે અલ્લાહ પાક બંદાઓથી (ગુનાહોનો) બદલો લેવા ઈચ્છે છે ત્યારે બાળકો વધુ પ્રમાણમાં મરે છે અને ઓરતો વાંઝણી થઈ જાય છે.''

**(૫)** હઝરત અબૂદર્દા રદિ.ની રિવાયત છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું કે અલ્લાહપાક ફરમાવે છે ''હું બાદશાહોનો બાદશાહ છું, બાદશાહોના દિલ મારા હાથમાં છે અને જયારે બંદાઓ મારી તાબેદારી–બંદગી કરે છે ત્યારે બાદશહોના દિલોને રહમતના રૂપે તેઓ ઉપર ફેરવી દઉ છું અને બંદાઓ જયારે નાફરમાની કરે છે ત્યારે બાદશાહોના દિલોને ક્રોધ અને સઝાના રૂપે ફેરવી દઉ છું, પછી તેઓ તેમને સખત તકલીફો આપે છે.''

**(૬)** હઝરત વહબ બયાન કરે છે કે અલ્લાહપાકે બની ઈસ્રાઈલને ફરમાવ્યું : ''જયારે મારી વાત માનવામાં આવે છે હું ખુશ થાઉ છું અને જયારે ખુશ થાઉ છું, બરકત આપુ છું અને મારી બરકતની કોઈ મર્યાદા નથી અને જયારે મારી વાત માનવામાં નથી આવતી ત્યારે હું ગુસ્સે થાઉ છું અને ફિટકાર કરૂ છું અને મારી ફિટકારનો અષર સાત પેઢીઓ સુધી પહોંચે છે.''

આ હદીષનો ભાવાર્થ એ નથી કે સાત પેઢીઓ સુધી લાઅનત થાય

છે, બલ્કે તેનો મતલબ એ છે કે એના નેક હોવાના કારણે ઔલાદને જે બરકતો મળવી જોઈએ તે મળશે નહિં.

(૭) હઝરત વકીઅ રદિ. બયાન કરે છે કે હઝરત આયશા રદિ. એ ફરમાવ્યું : "જયારે બંદો અલ્લાહપાકની નાફરમાની કરે છે ત્યારે તેના વખાણ કરવાવાળા લોકો જ તેની બુરાઈ કરવા લાગે છે."

ઉપર જે રિવાયતો બયાન કરવામાં આવી છે, તેમાં આમરીતે ગુનાહોનો વબાલ વર્ણન કરવામાં આવ્યો છે, અમૂક ખાસ ખાસ ગુનાહોની સઝા અને વબાલનું કારણ નીચેની હદીષોમાં વર્ણન કરવામાં આવ્યું છે.

# ૪. વ્યાજકીય વેપારની સજા

હઝરત જાબિર રદિ. રિવાયત બયાન કરે છે : "અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ વ્યાજ લેનાર, દેનાર, તેના લખનાર અને તેના ગવાહો પર ફિટકાર ફરમાવી અને ફરમાવ્યું તેઓ સર્વે (ગુનાહમાં) સરખા છે." *(તિર્મિઝી :૧/૨૨૯)*

# પ. કરજ અદા ન કરવું

હઝરત અબૂમૂસા રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું : "કબીરા ગુનાહો (મહાન ગુનાહો) પછી સૌથી મોટો ગુનોહ એ છે કે કોઈ માણસ મરી જાય અને તેના પર કોઈ માલી હક અગર દેવું બાકી હોય અને તેને અદા કરવા માટે કાંઈ છોડી ન જાય."

# ૬. લાંચ લેવી

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદિ. બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ લાંચ લેનાર અને લાંચ દેનાર પર ફિટકાર ફરમાવી. એક રિવાયતામાં એ પણ વધારો છે કે તે માણસ ઉપર પણ ફિટકાર ફરમાવી જે તેઓ (લેનાર–દેનાર) ના વચ્ચે સંબંધ ધરાવનાર હોય.અલ્લાહપાક આપણ સૌને ગુનાહિત કાર્યોથી બચવાની તૌફીક આપે. આમીન. *(તિર્મિઝી : ૧/૨૪૮)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર રદિ. ફરમાવે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ મને ફરમાવ્યું : "જયારે તમે મારી

ઉમ્મતને એ હાલતમાં જુઓ કે ઝાલિમને ઝાલિમ કહેવાથી ડરવા લાગે ત્યારે તેઓ પાસેથી વિદાય લઈ લેશો,'' (અર્થાત : તેઓની મજલિસમાં બેસવું નહિં). *(અલ હાકિમ)*

હઝરત અનસ રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું : ''કલિમાએ તય્યિબા, પોતાના પઢનારાઓને ત્યાં સુધી નફો આપશે જયાં સુધી તેના હક અદા કરવામાં લાપરવાહી કરવામાં ન આવે, સહાબા રદિ. એ અરજ કરી તેના હક અદા કરવામાં લાપરવાહી કરવાનો શું મતલબ ? હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : તેના હકથી લાપરવાહી કરવાનો મતલબ એ છે કે અલ્લાહના હુકમની નાફરમાની ખુલ્લેઆમ કરવામાં આવે અને તેનાથી રોકવામાં ન આવે અને તેને બંધ કરવામાં ન આવે.''

એક હદીષમાં અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ફરમાવ્યું :

''જયારે મારી ઉમ્મત દુનિયાને મોટી વસ્તુ સમજવા લાગશે ત્યારે ઈસ્લામની મહાનતા તેમના દિલોમાંથી નીકળી જશે અને જયારે ભલાઈના કામોનો હુકમ અને બુરાઈઓથી રોકવાનું છોડી દેશે ત્યારે વહીની બરકતથી વંચિત થઈ જશે, અને માહોમાહે જયારે એક બીજાને ગાળો દેવા લાગશે ત્યારે અલ્લાહની નજરમાંથી પડી જશે.''

આ હદીષો પણ વર્તમાન યુગને સંબંધિત છે કે કલિમએ તય્યિબાની તસ્બીહો તો ઘણી પઢવામાં આવે છે, પરંતુ કલિમએ તય્યિબા તેઓને ફાયદો કરતો નથી, કારણકે અલ્લાહની નાફરમાનીઓ ખુલ્લેઆમ થવા લાગી છે, ગુનાહો પ્રચલિત થઈ રહ્યા છે, તેને બંધ કરવા અને રોકવાની વાત તો દૂર રહી, તેની બુરાઈ પણ દિલોમાંથી નીકળી રહેલ છે અને તબ્લીગની જવાબદારી ભૂલાઈ રહેલ છે, જેના કારણે કુર્આન શરીફની બરકતોથી વંચિત થવામાં વધારો થઈ રહ્યો છે, કુર્આન શરીફ દિલોમાં મૌજૂદ છે દુકાનો અને અલમારિયોમાં મૌજૂદ છે, પરંતુ તેની બરકત એટલે પરહેઝગારીથી આમ મુસલમાનો એ કારણે વંચિત છે કે ગુનાહોને છોડતા નથી અને તબ્લીગની જવાબદારી છોડી રાખેલ છે, ગાળો બોલવાનું પ્રમાણ વધી રહેલ છે, જેથી અલ્લાહપાકની નજરમાંથી પડી જઈ મુસીબત અને

તુચ્છવસ્થામાં સપડાયેલ છે, એટલે જ દુઆઓ કરે છે પરંતુ દુઆઓ કબૂલ થતી નથી, મુસીબતોથી છુટકારો પામવા ઈચ્છે છે પરંતુ છુટકારો મળતો નથી, આપણાં મકસદમાં આપણે કેવી રીતે સફળ થઈ શકીએ છીએ કારણ કે હઝરત અબૂ હુરૈરહ રદિ.ની રિવાયતમાં પોતે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) બયાન ફરમાવે છે :

"એ જાતની કસમ ! જેના કબજામાં મારી જાન છે, અનિવાર્ય છે કે તમે નેકીઓનો હુકમ કરતા રહો અને બુરાઈઓથી રોકતા રહો, નહિં તો બહુ જલ્દી અલ્લાહ તમારા ઉપર એવો અઝાબ ઉતારશે કે તમે ત્યારે અલ્લાહથી દુઆ કરશો તો અલ્લાહ દુઆ પણ કબૂલ કરશે નહિ."

*(તિર્મિઝી : ૨/૪૦)*

એક બીજી રિવાયતમાં છે કે આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ફરમાવ્યું : "કોઈ પ્રજામાં એક પણ ગુનોહ કરનાર હોય અને તેને રોકવાની શકિત હોવા છતાં રોકવાનો પ્રયાસ કરવામાં ના આવે તો અલ્લાહપાક તેઓ પર મરતાં પહેલાં જરૂર પોતાનો અઝાબ ઉતારશે."

આ મુબારક હદીષોથી પુરવાર થાય છે કે માનવીઓના આ'માલ શાંતિ અથવા મુસીબતનું 'બી' છે જો સારૂ રોપણ કરવામાં આવે તો છોડ પણ સારો થશે,નહિં તો છોડ બેકાર નીકળશે અને આફતો તથા મુસીબતોનું મહાન ઝાડ બની જશે.

ઉપરોકત હદીષોથી જાણવા મળે છે કે અમ્ર બિલ મઅરૂફ અને નહિ અનિલ મુન્કર છોડી દેવાથી આમરીતે અઝાબ આવે છે અને ત્યારે દુઆઓ પણ કબૂલ થતી નથી તે સિવાય અમૂક હદીષોથી પણ એ સાબિત થાય છે કે હરામ આવક અને કમાણીથી પણ અલ્લાહપાક દુઆ કબૂલ ફરમાવતા નથી, જેમકે એક હદીષમાં છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ એક એવા માણસનું વર્ણન કર્યુ જે લાંબા સફરમાં હોય (કારણકે મુસાફિરની દુઆ કબૂલ થાય છે) વાળ વિખરાયેલ હોય, ધુળ ચઢેલ હોય, અને આકાશ તરફ હાથ ઉઠાવી યા રબ્બિ, યા રબ્બિ, (હે મારા પરવર દિગાર, હે મારા પરવર દિગાર) રળી કકરીને દુઆ કરતો હોય, પરંતુ તેનો ખોરાક હરામ હોય, પોશાક હરામ હોય, તો તેની દુઆ કયાંથી કબૂલ થાય ! ?

ઉપરોકત હદીષો સિવાય અસંખ્ય હદીષોમાં ખાસ ખાસ અમલોના ખાસ પરિણામ વર્ણન કરવામાં આવ્યા છે, જે પૈકી અમૂક સંક્ષિપ્તપણે લખવામાં આવે છે.

- વ્યભિચાર અને દુષ્ટકાર્યો, દુષ્કાળ અને ગરીબાઈનું કારણ છે, વ્યભિચારના કારણે મૃત્યુ વધુ પ્રમાણમાં થાય છે, બે હયા અને બે શર્મિના કૃત્યોમાં સંડોવાના કારણે પ્લેગ અને એવા રોગો જન્મે છે કે જે બાપ– દાદાઓને કદાપી થયા ન હતા. *(તર્ગીબ)*
- જે પ્રજામાં લાંચ–રિશવતની લેવડ–દેવડ થતી હોય અથવા અમાનતમાં ખયાનત થતી હોય તેઓના દિલો પર રૂઆબ છવાય જાય છે. *(મિશ્કાત શરીફ)*
- જે લોકો ઝકાત અદા ન કરે તેઓ પર વરસાદ રોકી લેવામાં આવે છે. *(તર્ગીબ)*
- માપ–તોલમાં ઓછુ આપવાથી રોઝી બંધ કરી દેવામાં આવે છે, દુકાળ અને સખત મેહનતનો સામનો કરવો પડે છે અને ઝાલિમ બાદશાહ તેઓ પર બેસાડી દેવામાં આવે છે અને ચુકાદા તથા ફેસલાઓમાં અન્યાય કરવાના કારણે કતલ થવાની ઘટનાઓ વધુ પ્રમાણમાં થાય છે, વચનભંગ કરવાના કારણે તેઓ પર દુશ્મનો થોપી દેવામાં આવે છે. *(મિશ્કાત શરીફ)*
- સગા–વહાલાંઓ સાથે સંબંધ તોડવાના કારણે અલ્લાહની રેહમત અને દયાથી વંચિત કરી દેવામાં આવે છે અને માં–બાપને સતાવવાની સઝા મૃત્યુ પહેલાં દુનિયામાં જ ભોગવવી પડે છે. *(મિશ્કાતઃ ૪૨૦)*
- પ્રતિબંધિત માલ ખાવાથી અને સદકાર્યોનો આદેશ તથા દુષ્ટ કાર્યોથી રોકવાનું છોડી દેવાથી દુઆ કબૂલ થતી નથી. *(મિશ્કાત)*
- જુઠા સોગંદ ખાવા, માલને બરબાદ, સ્ત્રીઓને વાંઝણી અને આબાદ જગ્યાઓને ઉજ્જડ કરી આપે છે.
- નમાઝની સફો સીધી ન કરવાથી દિલોમાં ફુટ પડી જાય છે.
- ઉપકાર ન માનવાથી નેઅમતો છીનવી લેવામાં આવે છે.
- જે માલમાં ઝકાત લાગુ પડતી હોય અને અદા કરવામાં ન આવી હોય તો તે ઝકાતનો ભાગ તે સર્વત્ર માલને બર્બાદ કરી દે છે.

# ૭. સદકાર્યો અને તેનો સારો બદલો

ઉકત અમલો અને તેના પરિણામથી વિરૂધ સદકાર્યો કરવાના કારણે દુનિયામાં રાહત અને શાંતિ અને બરકતો વાળુ જીવન પસાર કરવાનું પ્રાપ્ત થાય છે અને ખાસ ખાસ સદકાર્યોના ખાસ ખાસ પરિણામો જાહેર થાય છે. જેમકે :

- સવારે સૂરએ યાસીન પઢવાથી પુરા દિવસની જરૂરતો પુરી થાય છે અને રાત્રે સૂરએ વાકિઅહ પઢવાથી કદાપી ભુખમરો નહિ થાય. *(મિશ્કાત : ૧/૧૮૯)*
- સબર અને નમાઝ વડે અલ્લાહની મદદ પ્રાપ્ત થાય છે. *(કુર્આન)*
- અલ્લાહના ઝિક્રથી દિલોને શાંતિ મળે છે, અલ્લાહના અઝાબ થી બચાવનાર, ઝિક્રથી મહાન કોઈ વસ્તુ નથી. *(મિશ્કાત : ૧/૧૯૯)*
- દુઆની શરૂઆતમાં અને છેવટમાં દુરૂદ શરીફ પઢવાથી દુઆ કબૂલ થાય છે. *(મિશ્કાત શરીફ)*
- સખાવત કરવાથી માલ વધે છે, સદકો કરવાથી અલ્લાહનો ગુસ્સો ઠંડો પડી જાય છે, અને મૃત્યુ સમયે ગભરામણ રહેતી નથી. *(મિશ્કાત શરીફ)*
- પરહેઝગારી અને ઈસ્તિગફારના લઈ દરેક તંગી દૂર થાય છે અને દરેક મુસીબતથી છુટકારો મળે છે. અને એવી જગ્યાએ થી રોઝી મળે છે જે જગ્યા ખ્યાલમાં પણ ન હોય. *(મિશ્કાત : ૧/૨૦૪)*
- ઉપકાર કરવાથી નેઅમતો વધે છે. *(સૂરએ ઈબ્રાહીમ :૭)*
- જે મુસલમાનોની જરૂરત પુરી કરે છે અલ્લાહપાક તેની મદદ કરે છે. *(મિશ્કાત શરીફ)*
- લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ નવ્વાણુ રોગોની દવા છે, સૌથી નાની બીમારી ઉદાસિનતા છે. *(મિશ્કાત : ૨૦૨)*
- જે મુસીબત આવી ચુકી હોય અને જે મુસીબત હજુ આવી ન હોય તેના માટે પણ દુઆ લાભદાયક છે. *(મિશ્કાત : ૧૯૫)*

ઉપરોકત રિવાયતોથી પુરવાર થાય છે કે દુનિયાની મુસીબતોથી છુટકારો મેળવવા માટે સદકર્યો અર્થાત ઝિક્ર, તિલાવત, નમાઝ, તકવો, ઉપકાર માનવો વિગેરે અનિવાર્ય છે, અલ્લાહપાકથી દૂર રહી કેવી રીતે અલ્લાહની નેઅમતો અને બરકતો પ્રાપ્ત થશે. !

# ૮. પોતાના સુધારાની ચિંતા કરો

(૧) હઝરત અમ્ર બિન આસ રદિ. બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું :''એ અમ્ર ! જો તમે બિલકૂલ તુચ્છ પ્રકારના લોકોમાં હાજર હોય અને લોકો વચનભંગ કરતા હોય અને અમાનતોમાં ખયાનત કરવામાં આવતી હોય અને લોકો વચ્ચે આપસમાં મતભેદો અને તકલીફો ઉત્પન્ન થઈ જાય એ સમયે આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ પોતાના બંનેવ હાથની આંગણીઓ એક બીજામાં નાંખી દઈ ઈશારો કર્યો કે તે લોકો આ રીતે થઈ જશે ત્યારે શું થશે ? હઝરત અમ્ર રદિ. એ અરજ કરી, યા રસૂલલ્લાહ ! (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)આપ જ બતાવી દો કે અમારે તે યુગમાં શું કરવું યોગ્ય રહેશે ? આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ જવાબ આપ્યો : તમે (તે સમયે) પોતાના ઘરોમાં બેસી રહો, (અને જરૂરત વિના પોતાના ઘરની બહાર કદમ ન મૂકો) પોતાની જીભ ઉપર કાબૂ રાખો જે વાત સારી હોય તેને અપનાવી લો અને જે ખરાબ હોય તેનાથી દૂર રહો અને (તે સમયે) પોતાની જાતની ફિકર કરો અને લોકોની ફિકર છોડી આપો.''

*(મિશ્કાત : ૪૬૩)*

અને એક રિવાયતમાં એટલો વધારો છે કે તમે પોતાના ઘરની ચટાઈ બની જાવ, (અર્થાત : ઘરમાં બેસી રહો, કારણ વિના બહાર ન નીકળો).

ઉપરોકત રિવાયતોમાં જે માર્ગદર્શન વર્ણન કરવામાં આવ્યું છે તે પૈકી એક એ છે કે ''તમે પોતાની જાતની ફિકર કરો અને લોકોની ફિકર છોડી દો, એટલે તમે એ તહકીક કરવામાં ન લાગેલા રહો કે ફલાણો શું કરે છે ? તેનો અમલ નેક છે કે નથી ? લોકો કઈ દિશામાં જઈ રહ્યા છે ? સમાજમાં કઈ અને કેટલી બદીઓ ફેલાઈ રહેલ છે ? એ પ્રશ્નો પર વિચારશો નહિ, બલ્કે તમે પોતાની જાતની ફિકર કરજો.''

વર્તમાન યુગ વિષે જો વિચારવામાં આવે તો એ વાત સ્પષ્ટ થાય છે કે આ યુગમાં જેટલી ગતીએ બુરાઈઓ જન્મી રહેલ છે અને ગુનાહો પ્રચલિત થઈ રહ્યા છે, તેની સુધારણા અને નાબૂદી માટે નવી નવી કમીટીઓની રચના થાય છે અને અંજુમનો સ્થપાય છે અને વિવિધ સ્થળોના લોકો સુધારણાના હેતુસર આગળ વધી ચુકયા છે છતાં સમાજમાં બુરાઈઓ ઓછી થવાને બદલે લગાતાર વધતી જ જાય છે, અંતે એનું શું કારણ છે ? જયારે કે કુર્આન શરીફ ફરમાવે છે કે : ‘‘જે લોકો અમારા માર્ગમાં પ્રયાસ કરશે, અમે તેઓને અમારા માર્ગોનું માર્ગદર્શન આપીશું એનું કારણ જે કુર્આન શરીફની આયતો અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) ની હદીષોમાં વર્ણન કરવામાં આવ્યું છે તે એ જ છે કે સુધારણાંની શરૂઆત પોતાની જાતથી કરવાના બદલે બીજાઓથી કરવામાં આવે છે કે બીજા લોકો સુધરી જાય, સમાજ–સુધારણા માટે આપણું બયાન અને નસીહત અને દરેક અપીલ બીજાઓ માટે જ હોય છે, ભાગ્યે જ એ વિચાર કોઈને ઉત્પન્ન થાય છે કે જીવનમાં પરિવર્તન લાવવાની જવાબદારી કાંઈક આપણાં સિરે પણ છે, આપણે પોતાના કુટુંબ, બાળકો અને પોતાની જાતની ઈસ્લાહ કરવાની તો શકતી રાખીએ છીએ.

અલ્લાહપાકે કુર્આનમાં એ બાબત તરફ આપણું ધ્યાન કેન્દ્રિત કર્યુ અને ફરમાવ્યું : ‘‘હે મુસલમાનો ! તમારા ઉપર પોતાની જાત (ના સુધારા) ની ફિકર જરૂરી છે, તે માણસ તમારૂ કંઈ બગાડી શકતો નથી, જે ગુમરાહ રહે, જયારે કે તમે પોતે હિદાયત પર છો, (અંતે) અલ્લાહની જ પાસે તમો સર્વેને પાછા ફરવાનું છે, પછી જે કંઈ તમે (દુનિયામાં) કર્યા કરતા હતા તે સઘળું તમને જણાવી દેશે. (અને તેનો બદલો આપશે,)’’

*(સૂરએ માએદહ. ૧૦૫)*

ખુલાસો એ છે કે મજકૂર આયતમાં એ સબક આપવામાં આવ્યો છે કે તમે પોતાની જાતને સુધારવાની ફિકર કરો, અને અન્ય લોકોની ફિકર ન કરો, કે ફલાણો માણસ ગુમરાહ થઈ ગયો અને ફલાણો બર્બાદ થઈ ગયો, કારણકે જો તમે સત્ય માર્ગ ઉપર આવી ગયા તો લોકોની ગુમરાહી તમને નુકશાન પહોંચાડશે નહિ, દરેક માણસ સાથે તેનો અમલ જશે, જેથી તમે પોતાની ફિકર કરો, તમો સર્વેને અલ્લાહ પાસે પાછા ફરવાનું છે, ત્યાં તે

બતાવશે કે તમે શું અમલ કરતા હતા, તમારો અમલ સારો હતો કે તેઓનો? જેની બુરાઈ તમે વર્ણન કરતા હતા, શું ખબર કે અલ્લાહપાકને તે માણસનો અમલ જેની તમે બુરાઈ બયાન કરતા હતા વધુ પસંદ આવી જાય અને અલ્લાહના દરબારમાં મકબૂલ થઈ જાય અને (તે માણસ) તમો સૌથી આગળ નીકળી જાય ! જેથી આ બધી વાતો જે મેહફિલોને શણગારવાની અને વાતોને મઝેદાર બનાવવાની કરો છો તેને છોડી દો, પોતાની ઈસ્લાહની ફિકર કરો.

એક હદીષમાં અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) ફરમાવે છે : "જે માણસ એમ કહે કે સર્વત્ર દુનિયા હલાક અને બર્બાદ થઈ ગઈ (એટલે બીજાઓની ટીકા કરવા ખાતર કહે કે તેઓ ખરાબ થઈ ગયા, તેઓમાં બુરાઈઓ જન્મી ગઈ, અથવા ફલાણાં ગુનાહમાં સંડોવાય ગયા) તો સૌથી મહાન બર્બાદ થનાર તે જ માણસ છે."

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ જે રળ્યામણી ક્રાંતિ ઉભી કરી હતી અને તેવીસ વરસના ગાળામાં જે સમાજ–સુધારણા કરી આપી હતી તેની રીત ભાત આપણી રીતથી અનોખી જ હતી, ત્યાં દરેક બાબતની સુધારણાં પોતાની જાત, પોતાના ઘર, અને પોતાના કુટુંબથી થતી હતી, ત્યાં મૌખિક વાએઝ અને નસીહતથી વધારે અમલીકરણ અને પોતાના જીવનની સુધારણા વડે બીજાંઓને દાઅવત આપવામાં આવતી હતી, ત્યાં સુધારણાની ચળવળ નો હેતુ રાજકીય ન હતો અને પોતાને સર્વેની સામે પ્રતિષ્ઠિત જાહેર કરવાનો પણ ન હતો પરંતુ દિલની ફિકર સાથે નેકીનું માર્ગદર્શન કરવાનો હતો, જેનું પરિણામ એ આવ્યું કે જોત જોતામાં સર્વે બુરાઈઓ નાબૂદ થઈ ગઈ જેણે માનવ જીવનને નર્ક બનાવી દીધુ હતું.

આજે આપણી હાલત એ છે કે સઘળી બુરાઈઓ આપણને આપણી જાત અને આપણાં ઘરની બહાર નજરે પડે છે પોતાની જાત પર નજર કરવાને બદલે અને પોતાની જાતની ટીકા કરવાને બદલે સઘળો સમય અને બયાનની તાકત બીજાઓની ટીકા અને નિંદામાં લગાવવામાં આવે છે, પરંતુ એ વિચાર મુશ્કેલીએ ઉત્પન્ન થાય છે કે આપણી જાત, ઘર, કુટુંબની ઈસ્લાહની પણ જરૂરત છે, ત્યાં પણ તબદીલી લાવવી જોઈએ, પરંતુ એ

વાત આપણે ભૂલી જઈએ છીએ કે કુર્આનપાકમાં એના વિશે જ હુકમ આપવામાં આવ્યો છે:

"શું તમે લોકોને નેક કાર્યોની નસીહત કરો છો ? અને પોતાની જાત ને ભૂલી જાવ છો ? જો કે તમે કિતાબની તિલાવત કરો છો, શું તમને સમજ નથી ?" *(સૂરએ બકરહ, ૪૪)*

એનાથી પુરવાર થાય છે કે જે માણસ બીજાને નસીહત કરે તેણે પોતે પણ પહેલાં અમલ કરવો જોઈએ.

એક હદીષમાં અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ ફરમાવ્યું : "કયામતના દિવસે એક માણસને લાવવામાં આવશે અને દોઝખમાં નાંખી દેવામાં આવશે, દોઝખમાં પડતાંની સાથે જ તેના આંતરડાઓ પેટની બહાર આવી જશે અને તે માણસ પોતાના આંતરડાઓની આસપાસ એવી રીતે ફરશે જેમકે ગધેડો પાણીની ઘંટીની આસપાસ ફરે છે જયારે દોઝખીઓ તેની આ દુર્દશા જોશે ત્યારે તેના પાસે ભેગા થઈ જશે, અને સવાલ કરશે કે તને આ સઝા કેમ આપવામાં આવી? શું તું તે માણસ નથી જે લોકોને નસીહત કરતો હતો, અને બુરાઈઓથી લોકોને રોકતો હતો? તું જાણકાર હતો, તારૂ પરિણામ આ રીતે કેમ આવ્યું? ત્યારે તે માણસ જવાબમાં જણાવશે કે હાં, હું લોકોને તો નસીહત કરતો હતો, પરંતુ પોતે અમલ કરતો ન હતો જેના કારણે આજ મારી આ દુર્દશા બનેલ છે."

અલ્લાહપાક આપણ સૌને અઝાબથી સુરક્ષિત રાખે, અને આપણ સૌને સૌથી પહેલાં પોતાની જાતની ઈસ્લાહ કરવાની તૌફીક આપે, આપણામાંનો દરેક માણસ પોતાની જાતનો માલિક છે, પોતાના ઉપર શકિત ધરાવે છે એવી જ રીતે પોતાના ઘરવાળાં અને બાલ–બચ્ચાંઓને તો સમજાવી શકે છે, પરંતુ અફસોસજનક બાબત એ છે કે આજે આપણાં દીનદાર કહેવાતા ઘરોમાં પણ માહોલ ધીમે ધીમે બગડી રહ્યો છે, અને વાસનાઓથી પ્રભાવિત થઈ રહ્યો છે, ઘરની ઔરતોમાંથી પરદો નીકળી રહ્યો છે, પુરૂષ–સ્ત્રીઓના મિશ્ર મેળાવડા યોજાય રહ્યા છે, ગીત–સંગીત વગાડવું અને નગ્ન ફિલ્મો જોવાનો રિવાજ આમ થઈ રહ્યો છે, ના જાઈઝ રીતે કમાવવું સમાજમાં કોઈ ખરાબી સમજવામાં આવતી નથી, જો સર્વે

બાબતોથી મુસલમાન પોતે બચે અને પોતાના ઘરવાળાઓને બચાવવાની કોશીશ કરે અને પોતાની જાતને સર્વપ્રથમ સુધારવાના પ્રયાસો કરે, પોતાના ઘરને સુધારે તો દીવાથી દીવો સળગી જશે, ધીમે ધીમે સમાજમાં સુધારણાં આવશે અને એ રીતે આપણાં અમલોની બુરાઈઓ દૂર થઈ જશે.

# ૯. ફિત્નાના સમયે ઈબાદતનો ષવાબ

અમૂક હદીષોથી એ જાણવા મળે છે કે ફિત્નાઓના સમયે કોઈ માણસ દરેક ઝઘડાઓથી દૂર રહે અને ઈબાદતમાં લાગી જાય તો તેને ઘણો ષવાબ મળે છે, તે પૈકી અમૂક હદીષો નકલ કરવામાં આવે છે.

(૧) હઝરત મઅકલ ઈબ્ને યસાર રદિ. રિવાયત કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું : ‘‘ફિત્નાના સમયે ઈબાદત કરવાનો ષવાબ એટલો છે જાણે મારી તરફ હિજરત કરવાનો ષવાબ.’’

*(કન્ઝુલ ઉમ્માલ : ૧૧/૫૬)*

(૨) હઝરત અબૂહુરૈરહ રદિ. રિવાયત બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું : ‘‘તમે (સહાબા રદિ.) એવા સમયમાં છો કે જો અત્યારે તમોને જે બાબતો કરવાનો હુકમ આપવામાં આવ્યો છે તેના દસમાં ભાગ પર પણ અમલ ન કરો તો તમે હલાક થઈ જશો, તે પછી એક સમય એવો આવશે કે જેમાં કોઈએ હુકમ કરેલ બાબતોના દસમાં ભાગ પર પણ અમલ કરી લીધો તો તે નજાત મેળવી લેશે.’’ *(મિશ્કાત : પેજ ૩૧)*

(૩) હઝરત અબૂ સઈદ ખુદરી રદિ. બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ હુકમ ફરમાવ્યો : ‘‘જે માણસે હલાલ રીતે ખાધું અને નબી (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ની સુન્નતો પર અમલ કર્યો અને લોકોને પોતાની ખરાબીઓથી સુરક્ષિત રાખ્યા તે જન્નતમાં દાખલ થશે, ત્યારે એક સહાબી રદિ. એ અરજ કરી કે આ બાબત તો અત્યારના લોકોમાં ઘણી જ જોવા મળે છે, ત્યારે નબી (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું મારા પછીના યુગોમાં પણ

હશે, (એટલે એવા લોકો પણ હશે જે એ બાબતો પર અમલ કરતા રહેશે.)'' *(મિશ્કાત : પેજ ૩૧)*

(૪) હઝરત અનસ રદિ. બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ મને ફરમાવ્યું : ''હે બેટા ! જો તમે એ કરી શકતા હોય કે તમારી સવાર–સાંજ એ હાલતમાં થાય કે તમારા દિલમાં કોઈના વિષે ખોટ ન હોય તો એવું કરી લો, પછી ફરમાવ્યું એ મારા બેટા ! એ મારી સુન્નત છે અને જેણે મારી સુન્નતને જીવંત કરી તેણે મારા સાથે મુહબ્બત કરી અને જેણે મારા સાથે મહોબ્બત કરી તે મારા સાથે જન્નતમાં હશે.'' *(મિશ્કાત : પેજ ૩૦)*

(૫) હઝરત અબૂ હુરૈરહ રદિ. બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું : ''જેણે મારી ઉમ્મતની બદીનીના સમયે મારી સુન્નત પર અમલ કર્યો તેને સો શહીદોનો ષવાબ મળશે.'' *(મિશ્કાત : પેજ ૩૦)*

# ૧૦. દીનનું ઈલ્મ જાણનાર નજાત મેળવશે

હઝરત ઉમર રદિ. રિવાયત કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું કે ''મારી ઉમ્મતના અંતિમ યુગમાં સખત મુસીબતોનો સામનો કરવો પડશે, કિવાં તે માણસ છુટકારો મેળવશે જેણે અલ્લાહપાકના દીનને સારી રીતે જાણી લીધો.''

# ૧૧. ગુમરાહ કરનાર રાજકરણ અને લીડરોથી બચવું

હઝરત ષૌબાન રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું : ''મને મારી ઉમ્મત પર ગુમરાહ કરનાર લીડરોનો ભય છે, અને જયારે મારી ઉમ્મતમાં તલવાર રાખી દેવામાં આવશે તો તે કયામત સુધી ઉઠાવવામાં નહિ આવે.''

મજકૂર હદીષમાં અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ પોતાની ઉમ્મત માટે ગુમરાહ કરનાર લીડરોનો ભય વ્યકત કર્યો છે,

એટલે જ વર્તમાન યુગમાં દરેક લીડરો અને રાજકરણીઓનો એહવાલ જોઈ, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ના મજકૂર ઈર્શાદની સત્યતા જાહેર થાય છે, પરંતુ તે સાથે સાથે એ પણ બોધ મળે છે કે એવા ગુમરાહ કરનાર લીડરોથી બચવું જોઈએ, અને તેઓના તાબા હેઠળ રહી કોઈ કામ કરવું નહિ જોઈએ.

## ૧૨. દરેક જમાતથી અલગ

જયારે મુસલમાનોમાં માંહોમાંહે લડાઈનો ફિત્નો શરૂ થાય ત્યારે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ સૌથી પહેલું માર્ગદર્શન એ આપ્યું કે "જો મુસલમાનોનો કોઈ નેતા હોય અને તે હક પર છે એમ સ્પષ્ટ હોય તો તમે તે નેતા–અગ્રણીયનો સાથ–સહકાર આપો અને બગાવત કરનારના ફિત્નાને દબાવવાનો પ્રયાસ કરો, પરંતુ કોઈ મુસલમાન અગ્રણીય ન હોય અગર તેનું હક પર હોવું સ્પષ્ટ ન હોય અને જે જમાતો અંદર અંદર લડી રહી છે તેઓના વિષે એ નક્કી કરવું અશકય હોય કે કોણ હક પર છે અને કોણ બાતિલ પર છે ? તો એવા સમયે તમે દરેક જમાતથી અલગ થઈ જાવ અને કોઈ જમાતનો સાથ ન આપો."

## ૧૩. ફિત્નાઓથી બચવાની કોશીષ કરો

હઝરત અબૂ દર્દા રદિ. રિવાયત બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : "જયારે ફિત્નો ભળકી ઉઠે ત્યારે તેના પાસે પણ ન જાવ અને જયારે તે તમારા સામે આવી જાય તો તેને છેડશો નહિ, અને જયારે તે તમોને છેડે તો તમે ફિત્નાવાળાને મારી નાંખો."

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ રદિ. દરેક જુમેરાતની સાંજે પોતાના સાથીઓને સંબોધી ફરમાવતા હતા, લોકો પર એક યુગ એવો આવશે જયારે નમાઝો છોડી દેવામાં આવશે, ઉંચી બિલ્ડીંગો બનાવવામાં આવશે, સોગંદ અને ગાળો આમરીતે ફેલાય જશે, લાંચ–રિશવત અને વ્યભિચાર ફેલાઈ જશે, આખિરતના બદલે દુનિયા ખરીદવામાં આવશે,

જયારે તમે આ બધી બાબતો જુઓ તો છુટકારો મેળવી લેશો, આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ને પૂછવામાં આવ્યું કે છુટકારો કેવી રીતે મળશે ? આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું : "ઘરમાં બેસી રહો, (જરૂરત વિના ઘરની બહાર નિકળશો નહિ) પોતાની જીભ અને હાથ પર કાબૂ રાખશો."

## ૧૪. ફિત્નાઓ સામે જિહાદ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ રદિ.રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું :

"મારાથી અગાઉ એવા કોઈ નબી આવ્યા નથી જેમને અલ્લાહપાકે પોતાની ઉમ્મતમાં મોકલ્યા હોય અને તેઓના એવા હવારી અને સહાબી (સાથી) ના હોય, જેઓ તેમની સુન્નત પર અમલ ના કરે અને તેમની તાબેદારી ના કરે, પરંતુ તેમના પછી તેમના એવા નાયબ આવે છે, જે એવી વાતો કહે છે જે કરતા નથી, અને એવા કાર્યો કરે છે જેનો તેઓને હુકમ આપવામાં આવતો નથી, જે લોકો તેઓ સાથે હાથ વડે જિહાદ કરે તે મો'મિન છે, અને જે જીભ વડે તેઓ સાથે જિહાદ કરે તે મો'મિન છે, અને જે દિલથી જિહાદ કરે તે મો'મિન છે, તે સિવાય તેનું ઈમાન એક રાયના દાણાં સમાન પણ નથી." *(મુસ્લિમ શરીફ)*

## ૧૫. કાતિલ ના બનો

હઝરત ખાલિદ બિન અર્ફતા રદિ.રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ તેઓને ફરમાવ્યું :

"હે ખાલિદ ! નિશંક, મારા પછી નવી નવી બાબતો અને ફિત્નાઓ, ફિર્કાઓ અને મતભેદો થશે, જયારે તે સમય આવી જાય ત્યારે ખૂની બનવાને બદલે અલ્લાહ ના મકતૂલ (જેને કતલ કરવામાં આવે) બંદા બનવાની શકિત ધરાવતા હોય તો (મકતૂલ) બની જાવ."

મજકૂર હદીષનો હેતુ એ છે કે તમે કોઈને કતલ કરી કાતિલ ના બનો, ભલેને તમોને કતલ કરી દેવામાં આવે, ! કારણ કે કાતિલ દોઝખના કાયમી અઝાબનો હકદાર હોય છે, જયારે તે માણસ જેને નિર્દોષ કતલ કરવામાં આવે તે શહીદના હુકમમાં ગણાય છે તેના માટે જન્નતનું ઈનામ

છે, પરંતુ મકતૂલનું આ ઈનામ ત્યારે જ છે જયારે તે નિર્દોષ અને બિન ગુનાહિત કતલ કરવામાં આવ્યો હોય, પરંતુ જો બે મુસલમાન ભાઈ એક બીજાને કતલ કરવા પાછળ પડયા હોય અને તેમાંથી એક કતલ કરી નાંખે તો પછી નબ્વી હદીષની રૂએ ખૂની અને મરનાર બંને જહન્નમમાં જશે, ખૂનીના જહન્નમમાં જવાનું કારણ તો સ્પષ્ટ છે, કે તેણે બીજાનું ખૂન કર્યુ, અને મરનારના જહન્નમમાં જવાનું કારણ એક અન્ય હદીષમાં આવેલ છે કે "તે પણ બીજાને કતલ કરવાની ફિકરમાં હતો, જેથી તે પણ જહન્નમી થશે." *(મિશ્કાત : ૩૦૭)*

આજ જેટલાં ખૂન થઈ રહ્યા છે, સરેરાશ તેનું કારણ ફિત્નાઓ સિવાય કંઈ નથી,પક્ષપાતિ વલણ અને ફિર્કાબંદી તથા કૌમી રમખાણોના કારણે હજારો લોકોની જાન ચાલી જાય છે, ખૂની મરનારને ઓળખતો નથી, એવી જ રીતે મરનાર ખૂનીને જાણતો નથી, બીજા પક્ષનો જે પણ માણસ હાથ ચઢયો તેને મારી નાંખ્યો, કતલ કરવા માટે એટલી જ દલીલ હોય છે કે તે આપણાં પક્ષનો નથી, અમૂક માણસોના દ્રષ્ટિકોણની લડાઈએ એવા એવા લડાઈના સાધનો તૈયાર કરી નાંખ્યા કે થોડી જ વારમાં મોટા મોટા શહેરોનો નાશ થઈ જાય, આશ્ચર્યની વાત તો એ છે કે તે જ લોકો દુનિયામાં શાંતિ સ્થાપવાનો દાવો પણ કરે છે કે અમે શાંતિ ઈચ્છીએ છીએ, અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ પક્ષપાતિ વલણ અને ફિર્કા બંદીમાં કતલ કરનાર વિષે ફરમાવ્યું :

"જેણે એવા ઝંડા નીચે લડાઈ કરી જેના હક અગર બાતિલ હોવાનું જ્ઞાન ના હોય અને પક્ષપાતના કારણે જ ક્રોધ–ગુસ્સો આવતો હોય, અને પક્ષપાતના કારણે જ દઅવત પણ આપતો હોય,અને પક્ષપાતિની જ મદદ કરતો હોય તો જો તે માર્યો જશે તો જાહિલિય્યત (ઈસ્લામપૂર્વે)ની મૌત માર્યો ગયો."

અન્ય રિવાયતમાં છે કે "તે અમારામાંથી નથી જેણે પક્ષપાતિ વલણ અપનાવવા દઅવત આપી અને લડાઈ કરી અને માર્યો ગયો."

# ૧૯. અલ્લાહને નાપસંદ સિપાહી

હઝરત અબૂ ઉમામા રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું : "અંતિમ યુગમાં

એવા સિપાહીઓ–પોલિસો હશે જેઓ પર સવારે પણ અલ્લાહનો ગુસ્સો ઉતરશે અને સાંજે પણ અલ્લાહનો ગુસ્સો ઉતરશે જેથી તમે તેમાં શામેલ થવાથી બચો.''

# ૧૭. મો'મિનની જાનની કિમત

જયારે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ને દુનિયામાં નબી બનાવી દેવામાં આવ્યા, ત્યારે સમગ્ર અરબસ્તાન નર્ક સમાન બની ચુકયું હતું, લડાઈની બજાર ગરમ હતી, લોકોની ઈઝઝત, માલ, પ્રતિષ્ઠા, આબરૂ સુરક્ષિત ના હતાં, બળાત્કારના બનાવો રોજીંદો અમલ થઈ ચુકયો હતો, દરરોજ સ્ત્રીઓની ઈઝઝત લુટાતી હતી, નજેવી બાબતે લડાઈ થઈ જતી હતી જે ચાલીસ–પચાસ વરસો સુધી ચાલતી હતી, લૂંટમાર કરવી, ડાકુબનવું, ખૂની બનવું તે સૌ બહાદૂરી ગણાતી હતી, બીજાઓને દુશ્મનીમાં મારી નાંખવા તો અલગ વાત રહી, પોતાની બાળાઓને પણ જીવંત દાટી દેતા હતા અને તે પર ગર્વ કરતા હતા. ઉકત માહોલમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ને નબી બનાવવામાં આવ્યા અને ઉકત સંજોગોમાં જ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ખબર સંભળાવી કે :

''એક સમય એવો આવનાર છે કે એક સ્ત્રી એકલી મક્કાથી હિયરા (પ્રદેશ) સુધીનો સફર કરશે અને તેને અલ્લાહના સિવાય કોઈનો ડર–ખતરો નહિં હોય.''

દુનિયાએ પોતાની આંખોએ નિહાળી લીધું કે હજુ તો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ની હયાતી હતી કે અરબસ્તાનમાં જયાં લોકો નફરત દુશ્મની અને અદાવતની ચિતામાં સળગી રહ્યા હતા એ રીતે મિલનસાર બની રહેવા લાગ્યા કે સરદાર અને ગુલામમાં કોઈ તફાવત ના રહ્યો, અરબી અને અજમી, કાળા અને ગોરા, મુહાજિર અને અનસાર, સર્વે ભાઈ–ભાઈ બની ગયા, જેના પરિણામે એ જ અરબસ્તાનમાં નફરતના બદલે મહોબ્બત અને પ્રેમ ભાવનાને પ્રગતિ મળી, અને એવા શાંતિમય તથા સુરક્ષિત સમાજની સ્થાપના થઈ કે જેનો દાખલો દુનિયાના ઈતિહાસમાં શોધવાથી પણ મળતો નથી.

ટુંકા સમયમાં આટલી મહાન ક્રાંતિનું કારણ શું હતું ? ત્યાં રિતસર ની કચેરીઓ, સરકારી ઓફિસો, સરકાર માન્ય પોલિસો, ગુપ્તચર સંસ્થાઓ

કે સીં.બી.આઈ.વાળા પણ ન હતા, એવી આધુનિક સાધન–સામગ્રી પણ ન હતી કે જે વડે જાસૂસીનું કામ લેવામાં આવે, શું કારણ હતું જેને લઈ સમાજ બદલાય ગયો ? જો તેહકીક કરવામાં આવે તો એના સિવાય કોઈ જવાબ નથી કે તેનું કારણ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ની તબ્લીગનો અસર હતો કે તેઓના દિલોમાં અલ્લાહનો ડર, અને આખિરતની ફિકર પૈદા થઈ, નાના મોટા, યુવાન અને ઘરડાના દિલમાં અલ્લાહપાકની મહોબ્બત અને આખિરતના અઝાબનો ખ્યાલ એટલા અંશે ઉતરી ચુકયો હતો જેમકે જન્નત–દોઝખને પોતાની આંખે નિહાળી રહ્યા હોય, જેના પરિણામે સર્વ પ્રથમ તો તે લોકો ગુનાહિત કાર્યો કરતા જ ન હતા, અને સંજોગવસાત જો પાપ થઈ જાય તો ત્યાં સુધી શાંતિથી બેસતા ન હતા જયાં સુધી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) સામે વર્ણન કરીને કે અન્ય કોઈ રીતે તેને માફ ન કરાવી લે, ઈસ્લામી ઈતિહાસ અને હદીષની કિતાબોમાં હઝરત માઈઝ રદિ. અને હઝરત ગામદિયા રદિ. નો તે બનાવ હજુ પણ જોવા મળે છે પોતાના ગુનાહની સફાઈ માટે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ની સેવામાં પોતે ઉપસ્થિત થયાં, અને કાલાવાલા કરી પોતાને સંગસારની સજા માટે રજુ કર્યા.

નુબુવ્વત કાળ અને સહાબા રદિ.ના યુગમાં એવાં સેંકળો દ્રષ્ટાંતો અને બનાવો મૌજૂદ છે, જેનાથી સ્પષ્ટ થાય છે કે તે લોકોના દિલોમાં અલ્લાહનો ડર અને આખિરતનો ખૌફ કેટલો ઉતરી ચુકયો હતો, અને એ સર્વે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ની તાલીમ અને સોહબતનો અસર હતો, તેના જ કારણે પૃથ્વી (અરબસ્તાન)ના ભાગ તેવીસ વરસના ટૂંકા સમયમાં સંપૂર્ણ બદલાય જઈ એક સુરક્ષિત ભાગ બની ગયો.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ના દુનિયાથી ચાલ્યા ગયા પછી કુર્આનના હુકમો અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ની સુન્નતો આજે પણ આપણાં પાસે સુરક્ષિત રીતે મૌજૂદ છે, અને વર્તમાન યુગમાં મુસલમાનો પણ તે જ બાબતોમાં સપડાયલા છે જેમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ના નબી બની દુનિયામાં આગમન પહેલાં અરબો સપડાયલા હતા, આપણાં છુટકારાનો માર્ગ પણ તે જ છે જે પહેલી સદી હિજરીમાં અલ્લાહની કિતાબ અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ની તાબેદારીની રૂએ અપનાવવામાં આવ્યો હતો જેથી

યોગ્ય છે કે આપણે કુર્આનની તે આયતો અને હદીષોનું વાંચન કરી મનન કરીએ કે મુસલમાનોનું માંહોમાંહે લડવું અને કતલ કરવું શરીઅતની દ્રષ્ટિએ શું હેસિયત ધરાવે છે ? અને તે વિષે ઈસ્લામી શરીઅતે શું માર્ગદર્શન આપ્યું છે ?

# ૧૮. ઈસ્લામ, આંતકવાદનો વિરૂધ્ધ છે

એમાં કોઈ શંકાને સ્થાન નથી કે ઈસ્લામે આંતકવાદ, સખ્તી અને કતલનો વિરોધ કર્યો છે, બલ્કે ઈસ્લામના શબ્દમાં જ સલામતીનો અર્થ છુપાયેલ છે, એના અર્થ અને ભાવાર્થ તરફ જ ઈશારો કરતાં હદીષમાં વર્ણન આવેલ છે કે ‘‘ખરો મુસલમાન તે જ છે જેની જીભ અને હાથથી બીજા મુસલમાન સલામત રહે,’’ બલ્કે એક હદીષમાં મો'મિનની વ્યાખ્યા આ રીતે કરવામાં આવી છે કે ‘‘ખરો મો'મિન તે જ છે જેનાથી લોકોના માલ અને જાન સુરક્ષિત રહે,’’ અને વાસ્તવમાં મુહાજિર તે છે જે પોતાના ગુનાહો અને ગલતીઓથી હિજરત કરે, ’’ (અર્થાત : ગુનાહ છોડી દે).

એ સિવાય ઈસ્લામની તા'લીમ દરેક મુસલમાનને બોધ આપે છે કે તે જયારે પણ કોઈ મુસલમાન ભાઈને મળે ત્યારે સર્વપ્રથમ તેને સલામ કરે અને અસ્સલામુ અલયકુમનો મતલબ ઈબ્ને અરબી એ વર્ણન કર્યો છે : ''સલામ કેહનાર એ કહે છે કે તમે મારાથી સુરક્ષિત છો.''

જેથી મુસલમાનની એ શાન જ નથી કે તે કોઈ મુસલમાનને તકલીફ પહોંચાડે, બલ્કે મુસલમાનનો અર્થ એ છે કે તે સલામતીની દઅવત આપનાર, શાંતિની પોકાર કરનાર અને દરેક સાથે મહોબ્બત અને પ્રેમ ભાવના સાથે જીવન પસાર કરે, કારણકે તે જયારે પણ પોતાના મો'મિન ભાઈને મળે છે, તેના ઉપર સલામતી મોકલે છે, જેથી તે આંતકવાદી હોય એ કેવી રીતે વિચારી શકાય ! ?

# ૧૯. કતલની સજા

ઈસ્લામ સલામતીનો પાઠ આપે છે અને તે સલામતી કાયમ કરવાવાળો દીન–મઝહબ છે, જેથી જે માણસ એના માર્ગમાં આડ થઈ ફસાદ ફેલાવે અને કતલ તથા આંતકવાદ ગ્રહણ કરે, ઈસ્લામ તેને

સખતાઈ સાથે વખોડી નાંખે છે, કુર્આનમાં આવેલ છે "ફિત્નો કતલથી વધારે સખત છે" જયારે કતલ પોતે જ મહાન ગુનોહ છે અને વબાલ છે, અલ્લાહપાક ઈર્શાદ ફરમાવે છે : "અને જે માણસ કોઈ મુસ્લિમને જાણી બુજી કતલ કરે તો તેની (અસલી) શિક્ષા જહન્નમ છે કે તેમાંજ તે પડયો રહેશે અને તેના ઉપર અલ્લાહ કોપાયમાન થશે, અને અલ્લાહ તેને પોતાની રહમતથી દૂર કરશે અને તેના માટે મહાન અઝાબ તૈયાર કર્યો છે."

*(સૂરએ નિસાઅ,૯૩)*

બીજા ઠેકાણે અલ્લાહપાક ફરમાવે છે : "કોઈએ (નાહક બીજાનો) પ્રાણ લીધો હોય તેના બદલા વિના અથવા દેશમાં તેના ફસાદ કર્યા વિનાજ જે માણસ કોઈનો પ્રાણ લે તો (અમૂક રીતે તેનું એવું પાપ થશે કે) જાણે તેણે સૌ માણસોને મારી નાંખ્યા."

*(સૂરએ માઈદહ, ૩૨)*

નાહક કતલ કરવા વિષે ઉકત આયતો સિવાય અન્ય આયતો પણ છે જે અહિંયા સંક્ષિપ્તાના કારણે વર્ણન કરવામાં આવી નથી, તે ઉપરાંત હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ની અનેક રિવાયતોથી એ સ્પષ્ટ થાય છે કે કોઈ મુસલમાનને નાહક કતલ કરવું સખત અઝાબનું કારણ બને છે જે પૈકી અમૂક રિવાયતો નકલ કરવામાં આવે છે.

હઝરત અબૂ સઈદ રદિ. અને હઝરત અબૂ હુરૈરહ રદિ. રિવાયત બયાન કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યોઃ"જો આકાશ અને પૃથ્વી વાળા બંને મળીને પણ કોઈ મો'મિનના (ના હક) કતલમાં ભાગ લે, અલ્લાહ સર્વેને જહન્નમમાં નાંખશે."

*(મિશ્કાત શરીફ)*

હઝરત અબૂ દર્દા રદિ.રિવાયત બયાન કરે છે કે મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ને એ કહેતાં સાંભળ્યા : "અલ્લાહથી એ ઉમ્મીદ છે કે દરેક ગુનાહોને માફ કરી દે, પરંતુ તે માણસનો ગુનોહ જે મુશરિક હોવાની હાલતમાં મર્યો, અથવા તેણે કોઈ મો'મિનને જાણી બુજીને કતલ કર્યો." (તેને માફી નહિ મળે.)

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ રદિ. ની મશ્હૂર હદીષ છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું :"મુસલમાનને ગાળો આપવી ગુનાહે કબીરા છે, અને તેનું (ના હક) ખૂન કરવું કુફ્ર છે."

*(મિશ્કાત : ૪૧૧)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ રદિ.રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું : ‘‘કયામતના દિવસે સૌથી પહેલાં ખૂન–કતલનો હિસાબ લેવામાં આવશે.’’ (નસાઈ: ૨/૧૪૫)

હઝરત અબૂબક્રહ રદિ. રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું : ‘‘જયારે બે મુસલમાન ભાઈ એક બીજા પર હથીયારો ઉઠાવી લે ત્યારે બંને માણસો જહન્નમની ખીણ ઉપર હોય છે, પછી બંનેમાંથી કોઈ બીજાને કતલ કરી નાંખે તો બંને જહન્નમમાં દાખલ થઈ જાય છે.’’ (મિશ્કાત : ૩૦૭)

# ૨૦. ખૂની અને મરનાર બંને દોઝખમાં જશે

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ એક વખતે અલ્લાહની કસમ ખાયને ફરમાવ્યું કે ‘‘એક સમય એવો આવશે જેમાં ખૂનીને પોતે ખબર નહિં હોય કે તેણે કેમ કતલ કર્યો ? અને મરનારને પણ ખબર નહિં હોય કે તેને કેમ કતલ કરવામાં આવ્યો ? એવામાં ખૂની અને મરનાર બંને જહન્નમમાં જશે.’’ (મુસ્લિમ : ૨/૩૯૪)

‘‘જયારે બે મુસલમાનો પોતાની તલવારો વડે એક બીજાના સામે લડવા તૈયાર થઈ જાય ત્યારે ખૂની અને મરનાર બંને જહન્નમમાં જશે, આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ને પૂછવામાં આવ્યું કે ખૂની જહન્નમમાં જશે એ તો સમજાયું, પરંતુ મરનાર જહન્નમમાં કેમ જશે ? આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું કે તે પણ પોતાના દુશ્મનને કતલ કરવાનો ઈરાદો કરી ચુકયો હતો.’’ (બુખારી : ૨/૧૦૪૯)

# ૨૧. કોઈ મુસ્લિમના ખૂનમાં મદદ કરવી

જેવી રીતે પોતે આગળ વધી ખૂન કરવું એક મહાન પાપ છે એવી જ રીતે કોઈના ખૂનમાં મદદ કરવી પણ ગુનાહનું કારણ અને અઝાબનો સબબ છે જેમકે હદીષમાં આવે છે :

"જે માણસે કોઈ મુસ્લિમના ખૂનમાં એક શબ્દ વડે પણ મદદ કરી તેને કયામતના દિવસે અલ્લાહના દરબારમાં એવી રીતે લાવવામાં આવશે કે તેના કપાળ ઉપર લખ્યું હશે કે આ માણસ અલ્લાહની રેહમતથી વંચિત અને નાઉમ્મીદ છે." *(મઆરિફુલ કુર્આન,૨/૪૯૮)*

ઉપરોકત કુર્આની આયતો અને નબ્વી હદીષો વડે એ બાબત પુરવાર થાય છે કે કોઈ મુસ્લિમને કતલ કરવું કેટલો મહાન પાપ છે અને તેનું કારણ પણ સ્પષ્ટ છે કે કોઈ માણસને નાહક કતલ કરવું એ બંદાઓના હકમાં ગણાય છે અને ઝુલ્મનો તે પ્રકાર જેમાં કોઈ બંદાનો હક મારવામાં આવે તેની માફી ત્યાં સુધી નહિ થાય જયાં સુધી તે બંદો બદલો ના લઈ લે અથવા માફ ના કરી આપે.

## ઝુલ્મના પ્રકાર

કારણકે ઝુલ્મના ત્રણ પ્રકાર છે :–

પહેલા પ્રકારનો ઝુલ્મ શિર્ક છે, બીજા પ્રકારનો ઝુલ્મ અલ્લાહના હકોમાં સુસ્તી કરવી છે, અને ત્રીજા પ્રકારનો ઝુલ્મ બંદાઓના હકો અદા કરવામાં શરીઅત વિરૂધ્ધ કરવામાં આવે.

જેથી ઝુલ્મનો બદલો લીધા વિના અથવા મઝલૂમ જયાં સુધી માફ ના કરી દે ત્યાં સુધી છુટકારો નહિ થાય, એનાથી પુરવાર થાય છે કે ઈસ્લામમાં કોઈ પણ મુસલમાનને તકલીફ આપવી ઘણો જ તુચ્છનીય અને નિંદાકીય અમલ છે, કારણકે મુસલમાનની જાન અને માલ અને આબરૂ મહાનતાની હેસિયત ધરાવે છે અને તેનું રક્ષણ દરેક મુસલમાનની ફરજ છે.

## મુસલમાનની પ્રતિષ્ઠા

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ હજ્જતુલ વિદાઅના ખુત્બામાં જે જરૂરી બાબતોનું વર્ણન કર્યુ તેમાં એ પણ હતુ કે :

"અલ્લાહે તમારા માંહેના ખૂન અને માલને એ પ્રમાણે પ્રતિષ્ઠિત ઠેરવ્યાં છે જેવી રીતે આજનો આ દિન પ્રતિષ્ઠાવાળો છે અને તમારૂ આ શહેર(મક્કા) પ્રતિષ્ઠાવાળુ છે. અને પછી વધુમાં ફરમાવ્યું કે જુઓ, મારા (જવા)પછી કાફિર ના બની જજો કે એક બીજાને કતલ કરવા માંડો."

આ હદીષની રૂએ મો'મિનનો માલ અને આબરૂ, હજના દિવસ અને મક્કા શહેરની જેમ મહાનતા અને પ્રતિષ્ઠાવાળી વસ્તુઓ છે, બલ્કે એનાથી પણ વધારે તાકીદ નીચેની હદીષમાં વર્ણન કરવામાં આવી છે કે :

''હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર રદિ. ફરમાવે છે કે મેં અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ને જોયા કે આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) બૈયતુલ્લાહ શરીફનો તવાફ કરી રહ્યા છે અને (બૈયતુલ્લાહને સંબોધી) ફરમાવી રહ્યા છે કે તુ કેટલું પવિત્ર છે ! અને તારૂ હવામાન કેટલું સ્વચ્છ છે, તુ કેટલું મહાન છે ! અને તારી પ્રતિષ્ઠા કેટલી મહાન ! (પરંતુ) તે જાતના સોગંદ ! જેના તાબામાં મુહંમદ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ની જાન છે, એક મો'મિનની પ્રતિષ્ઠા અને અલ્લાહની નજરમાં ખરેખર તારી પ્રતિષ્ઠાથી પણ વધારે મહાન છે, તેનો માલ તેની જાન પણ. *(ઈબ્ને માજા)*

ઉપરોકત દરેક કુર્આની હુકમો અને નબ્વી હદીષોની રોશનીમાં એ વાત અતિશય સ્પષ્ટ થઈ ચુકેલ છે કે અલ્લાહપાક અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ની નજરમાં મો'મિનની જાન–માલ અને પ્રતિષ્ઠાનું કેટલું મહત્વ છે, તેના નુકશાનને મામુલી જાણી વિસરી જવું ના જોઈએ, એક સમય એવો હતો કે જો કોઈનું ખૂન થતું તો તેને મહીનાઓ સુધી યાદ કરી તેનું વર્ણન કરવામાં આવતું અને તે ચર્ચાનો વિષય બની જતો હતો, પરંતુ વર્તમાન યુગમાં એકના બદલે દરરોજ અનેક ખૂનો થાય છે પરંતુ તેને કોઈ ઉલ્લેખનીય બનાવ પણ સમજતુ નથી, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ એ વિષે હદીષમાં ફરમાવ્યું :

સમય જલ્દી પસાર થઈ જશે અને ઈલ્મ ઉઠાવી લેવામાં આવશે અને ફિત્નાઓ તથા કંજુસાય જાહેર થઈ જશે અને હરજ વધી જશે, આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)ને પૂછવામાં આવ્યું કે હરજ શું છે ? આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) એ જવાબ આપ્યો કે કતલ. એનો ભાવાર્થ અમૂક આલિમોના મંતવ્ય મુજબ એ છે કે પહેલાં જે બનાવો વરસો અને મહીનાઓમાં બનતા હતા તે મહીનાઓ અને અઠવાડિયાઓમાં બનવા લાગશે, બલ્કે એક રિવાયતમાં એ પણ આવ્યું છે કે વરસ મહીના સમાન અને મહીનો અઠવાડિયા સમાન થઈ જશે, જેમકે

આજકાલ ખૂન કેશો દૈનિક બનવા લાગ્યા છે જયારે એક સમયે ભાગ્યે જ વરસો અને મહીનાઓ પછી ખૂન કેશ બનતો હતો, અર્થાત : પહેલાં ઝમાનો દૂર દૂર હતો અને આ પ્રકારના બનાવો કયારેક જ બનતા હતા પરંતુ હવે ઝમાનો નજીક થઈ ગયો અને એ પ્રકારના બનાવો દરરોજ બનવા લાગ્યા.

# વર્તમાન અજાબથી બચવાનો માર્ગ

જો વિચાર કરવામાં આવે તો એ જણાય આવશે કે દરેક વસ્તુઓની ચેતવણી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ આજથી સવાચૌદસો વરસ પહેલાં આપી દીધી હતી અને સાથે સાથે તેના કારણો અને તેનાથી બચવાના ઉપાયો પણ બતાવી આપ્યા હતા કે એ સર્વે આપણાં ગુનાહોના કારણે બનશે અને એનાથી બચવાનો ઉપાય એ છે કે દરેક જમાતોથી અલગ–થલગ રહી એકાંતવાસ ઈખ્તિયાર કરી લેવામાં આવે, અલ્લાહથી તૌબા કરે અને ઈબાદત તથા તસ્બીહ પઢી પોતાનો સમય પસાર કરે.

અત્યારે આપણી હાલત એ છે કે આવા સમયે દુઆ અને ઈસ્તિગફાર વડે અલ્લાહના દરબાર તરફ પાછા ફરવાના બદલે ગુનાહો અને અલ્લાહની નાફરમાનીમાં સપડાય ગયા અને એ જ ફિત્ના અને ફસાદના યુગમાં અર્ધનગ્ન તથા નગ્ન ફિલ્મો જોઈ પોતાનો સમય પસાર કરવા લાગ્યા, આવી અવસ્થામાં અલ્લાહનો અઝાબ ના ઉતરે તો શું થાય ?! જો આપણે હજુ પણ સીધા માર્ગ પર ન આવ્યા અને દુઆ ઈસ્તિગફાર ના કર્યો તો અલ્લાહ જ જાણે આપણાં દુષ્ટકાર્યો હજુ કેવા ફિત્નાઓ જાહેર કરશે કેમકે એક હદીષમાં વર્ણન આવ્યું છે કે :

“ઉમ્મતે મુહંમદિય્યા પર અલ્લાહપાકે એ રેહમત કરી આપી કે તેના ઉપર આખિરતમાં કાયમી અઝાબ નહિં થાય પરંતુ દુનિયામાં ફિતનાઓ, ધરતીકંપ અને કતલની સુરતમાં અઝાબ થશે.” *(અબૂ દાઉદ : ૨/૫૮૮)*

જેથી અનિવાર્ય છે કે એ અઝાબથી બચવાનો માર્ગ એ છે કે અલ્લાહના દરબારમાં તૌબા કરવામાં આવે અને લોકો વચ્ચે સુલેહ કરવામાં આવે. અલ્લાહ ફરમાવે છે “તે (સામાન્ય) લોકોના ઘણા ખરા ગુપ્ત મશવરાઓમાં લેશ માત્ર ભલાઈ નથી પરંતુ જે કોઈ સદકો (ખયરાત કરવા) કિવાં લોકોમાં સમાધાની માટે મશવરો આપે, (તેમાં ભલાઈ છે.)

અને જે કોઈ એ કામ અલ્લાહની ખુશનુદી પ્રાપ્ત કરવા માટે કરશે, તો અમે તેને ટુંક સમયમાં (આખિરતમાં) મહાન ષવાબ આપીશું.''

*(સૂરએ નિસા, ૧૧૪)*

એક હદીષમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) ફરમાવે છે કે ''શું તમોને એ અમલ ના બતાવું જેનો દરજ્જો, રોઝા, નમાઝ, સદકામાં સૌથી અફઝલ છે, સહાબા રદિ.એ અરજ કરી જરૂર બતાવો, આપ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ)એ ફરમાવ્યું : તે અમલ બે માણસો વચ્ચે સુલેહ અને સમાધાન કરાવવું છે અને ફસાદને દૂર કરવું છે.''

છેવટમાં દુઆ ગુઝારીએ કે અલ્લાહપાક આપણ સૌને તેના અહકામ અદા કરવાની તૌફીક અર્પણ કરે, અને દરેક પ્રકારના હકો અદા કરવાની તથા આંતરિક ફસાદને મિટાવી એકતાની તૌફીક અર્પણ કરે. આમીન.

**વ સલ્લલ્લાહુ અલા સય્યિદિના મુહમ્મદ.**



પ્રકાશન નં :૪૧

# ફિત્નાઓ અને કયામત

સંપાદક
મુફતી ઈસ્માઈલ મૂસા અદા સારોદી સાહેબ
ઉસ્તાદે હદીષ – જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર

પ્રકાશક
મવ.મુફતી અહમદ દેવલ્વી (દા.બ.)
જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર
મુ.પો. જંબુસર, જિ.ભરૂચ, ગુજરાત,
પીન:૩૯૨૧૫૦, ૨૨૦૭૮૬–૨૨૦૨૮૬ ફેકસ: ૨૨૨૬૭૭
Email: jamiahjambusar@gmail.com, jamia@sify.com

● ફિત્નાઓ અને કયામત.

● સંપાદકઃ– મુફતી ઈસ્માઈલ મૂસા અદા સારોદી

ઉસ્તાદે હદીષ – જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર

● કોમ્પ્યુટર ટાઈપ સેટીંગ :

પ્રકાશન વિભાગ–જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર

● પ્રતઃ ૧૦૦૦, પહેલી આવૃતિ, માર્ચ. ઈ.સ.૨૦૦૪
● પ્રતઃ ૧૨૫૦, બીજી આવૃતિ, ફેબ્રુ. ઈ.સ.૨૦૦૫
● પ્રતઃ ૧૦૦૦, ત્રીજી આવૃતિ, ઓગષ્ટ. ઈ.સ.૨૦૦૭
● પ્રતઃ ૧૦૦૦, ચોથી આવૃતિ, ઓક્ટોબર. ઈ.સ.૨૦૧૦

● પ્રકાશક : મવ.મુફતી અહમદ દેવલ્વી.
જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર
મુ.પો. જંબુસર, જિ.ભરૂચ,
ગુજરાત પીનઃ૩૯૨૧૫૦,
ફોનઃ ૨૨૦૭૮૬–૨૨૦૨૮૬ ફેકસઃ ૨૨૨૬૭૭
E mail: jamia@sify.com


● લોખંડવાલા ફેમીલી, આજવા રોડ – વડોદરા તરફથી મર્હૂમહ રશીદાબાઈ બિન્તે નજફઅલી રેતીવાલાના સવાબ અર્થે,

વાચક વર્ગથી અપીલ છે કે યથા શકિત મર્હૂમહ માટે દુઆ ગુઝારે કે અલ્લાહ તઆલા મર્હૂમહની મગફિરત ફરમાવી જન્નતુલ ફિરદોસમાં આ'લા દરજહ નસીબ ફરમાવે. આમીન...